કયામતની મોટી મોટી ત્રણ નિશાનીઓ

# હઝરત ઈસા (અલૈ.), હઝરત ઈમામ મહદી (રદિ.) અને દજ્જાલ



સંપાદક

(મૌલાના) મુહમ્મદઈદરીસ મુહમ્મદયુસુફ ગુણીયા ગોધરા

Qasmi Computer Godhra, 09904121265

# કયામતની મોટી મોટી ત્રણ નિશાનીઓ

# હઝરત ઈસા (અલૈ), હઝરત ઈમામ મહદી (રદિ) અને દજ્જાલ



**સંપાદક**
(મૌલાના) મુહમ્મદ ઈદરીસ મુહમ્મદ યુસુફ ગુણીયા (ગોધરા)

**પ્રકાશક**
**મુહમ્મદ ઈદરીસ મુહમ્મદ યુસુફ ગુણીયા**
મુહમ્મદી મસ્જિદની સામે, ધંત્યા પ્લોટ, વેજલપુર રોડ,
ગોધરા. જી.પંચમહાલ-પીન નં.૩૮૯૦૦૧
મો.નં. ૦૭૬૯૮૩ ૬૪૬૨૧

પુસ્તકનું નામ : હઝરત ઈસા અલૈ., હઝરત ઈમામ મહદી અને દજ્જાલ
સંપાદક : મુહમ્મદ ઈદરીસ ગુણીયા
કમ્પોઝિંગ : કાસ્મી કોમ્પ્યુટર ગોધરા. મો.નં.૯૯૦૪૧ ૨૧૨૬૫
પ્રથમ આવૃત્તિ : ડિસેમ્બર-૨૦૧૩, ૧૪૩૪
દ્વિતિય આવૃત્તિ : ઓકટોબર-૨૦૧૪, ૧૪૩૫
પ્રત : પહેલી-૧૦૦૦, બીજી-૧૦૦૦

**પ્રકાશક** : મુહમ્મદ ઈદરીસ મુહમ્મદ યુસુફ ગુણીયા
મુહમ્મદી મસ્જિદની સામે, ધંત્યા પ્લોટ, વેજલપુર રોડ,
ગોધરા. જી.પંચમહાલ-પીન નં.૩૮૯૦૦૧
મો.નં. ૦૭૬૯૮૩ ૬૪૬૨૧
Email : idrisgunya@gmail.com

મુલ્ય :

**પ્રાપ્તિ સ્થાનઃ**

(૧) મુહમ્મદ ઈદરીસ ગુણીયા
જામેઆ કન્ઝુલ ઉલૂમ, ખાનજહાન દરવાજા, જમાલપુર
અમદાવાદ. ૩૮૦૦૦૧

(૨) પંજાબી કિતાબઘર
મૌલાના આઝાદ રોડ, રાજન મસ્જિદની ગલીમાં,
ગોધરા. જી.પંચમહાલ.
મો.નં. ૯૯૦૪૨ ૭૨૨૭૪, ૯૯૦૪૮ ૫૭૯૧૨

(૩) અમરીન બુક એજન્સી અમદાવાદ.
મો.નં. ૮૪૦૧૦ ૧૦૭૮૬

(૪) મકતબએ હરમ
જામેઆ કન્ઝુલ ઉલૂમ, ખાનજહાન દરવાજા,
જમાલપુર, અમદાવાદ. મો.નં. ૮૪૦૧૧ ૦૭૧૪૨

# અનુક્રમણિકા


| નં. | પ્રકરણ | પે.નં |
|---|---|---|
| ★ | દુઆના શબ્દો: હઝરત અકદસ મુફતી અહમદ સા | ૦૭ |
| (૧) | પ્રસ્તાવના | ૦૮ |
| (૨) | અગત્યની નોંધ | ૧૧ |
| (૩) | આમુખ | ૧૨ |
| **(૪)** | **હઝરત ઈમામ મહદી (રદિ.)** | ૨૭ |
| (૫) | ઈમામ મહદીનું નામ અને કુટુંબ | ૨૯ |
| (૬) | ઈમામ મહદીનો દેખાવ (શકલો સુરત) | ૩૦ |
| (૭) | સામાન્ય નિશાનીઓ | ૩૧ |
| (૮) | મુસલમાનોની સામાજિક પરિસ્થિતિ | ૩૧ |
| (૯) | રાજનૈતીક પરિસ્થિતિ | ૩૩ |
| (૧૦) | ખાસ ઘટનાઓ | ૩૬ |
| (૧૧) | ઈરાક, સિરિયા અને ઈજીપ્ત ઉપર આર્થિક પ્રતિબંધ | ૩૭ |
| (૧૨) | સોનાના પર્વતનું જાહેર થવું | ૪૦ |
| (૧૩) | મુસલમાનો અને ઈસાઈઓ વચ્ચે એકતા | ૪૧ |
| (૧૪) | સુફિયાની નું નિકળવું | ૪૩ |
| (૧૫) | સન્માનિય વડીલની શહાદત | ૪૪ |
| (૧૬) | સિરિયા ઉપર ઈસાઈઓનું આક્રમણ | ૪૪ |
| (૧૭) | મીનામાં ખુના મરકી | ૪૫ |
| (૧૮) | આરબના બાદશાહનું મૃત્યુ | ૪૫ |
| (૧૯) | ત્રણ દુશ્મન | ૪૮ |
| (૨૦) | મદીના મુનવ્વરાથી સિરિયા તરફ પ્રયાણ | ૫૩ |
| (૨૧) | લેબેનોન અને ઈટાલી ઉપર વિજય | ૫૭ |
| (૨૨) | ઈસ્તંબુલ પર વિજય | ૬૦ |

| નં. | પ્રકરણ | પે.નં |
|---|---|---|
| (૨૩) | દજ્જાલનું નિકળવું | ૬૩ |
| (૨૪) | જામેઅ ઉમવી | ૬૭ |
| (૨૫) | હઝરત ઈસા(અલૈ)નું આસ્માનથી ઉતરવું | ૬૮ |
| (૨૬) | દજ્જાલ વિરુદ્ધ યુદ્ધ | ૭૧ |
| (૨૭) | ઈઝરાઈલ પર વિજય | ૭૫ |
| (૨૮) | વિશ્વ વ્યાપી યુદ્ધ | ૭૯ |
| (૨૯) | સમગ્ર દુનિયા પર જીત | ૮૦ |
| (૩૦) | સુવર્ણ યુગ | ૮૧ |
| (૩૧) | ઈમામ મહદીનું અવસાન | ૮૪ |
| **(૩૨)** | **દજ્જાલ** | ૮૬ |
| (૩૩) | દજ્જાલના નિકળવા પહેલા દુનિયાની પરિસ્થિતિ | ૯૧ |
| (૩૪) | દજ્જાલનું નામ અને તેનો અર્થ | ૯૩ |
| (૩૫) | દજ્જાલ કેવો હશે? | ૯૫ |
| (૩૬) | સૌપ્રથમ જાહેર થવાની જગ્યા | ૯૫ |
| (૩૭) | દજ્જાલના અનુયાયીઓ | ૯૬ |
| (૩૮) | દજ્જાલની શક્તિ | ૯૮ |
| (૩૯) | દજ્જાલ કેટલા સમય સુધી રહેશે | ૧૦૧ |
| (૪૦) | દજ્જાલ કયાં છે? | ૧૦૨ |
| (૪૧) | દજ્જાલના પ્રશ્નો અને વર્તમાન પરિસ્થિતિ | ૧૦૭ |
| (૪૨) | બયસાનના ખજૂરના બાગ | ૧૦૭ |
| (૪૩) | તબરિય્યાનું સરોવર અને તેનો ઈતિહાસ | ૧૦૮ |
| (૪૪) | તબરિય્યાનું સરોવર અને વર્તમાન પરિસ્થિતિ | ૧૦૯ |
| (૪૫) | ઝુગરનું ઝરણું | ૧૧૦ |
| (૪૬) | દજ્જાલ કયારે નિકળશે? | ૧૧૩ |

| નં. | પ્રકરણ | પે.નં. |
|---|---|---|
| (૪૭) | એક અગત્યની વાત ................ | ૧૧૪ |
| (૪૮) | શું કરવું જોઈએ? .................... | ૧૧૬ |
| **(૪૯)** | **હઝરત ઈસા અલયહિસ્સલામ** ........... | ૧૧૯ |
| (૫૦) | હઝરત ઈમરાન અને હિન્ના ............... | ૧૨૦ |
| (૫૧) | હઝરત ઈસા અલયહિસ્સલામનો દેખાવ (શકલો સૂરત) | ૧૨૯ |
| (૫૨) | નુબુવ્વત : હઝરત ઈસા અલયહિસ્સલામ ...... | ૧૨૯ |
| (૫૩) | હઝરત ઈસા અલયહિસ્સલામ આસમાન પર ... | ૧૩૨ |
| (૫૪) | હઝરત ઈસા અલયહિસ્સલામનું આસમાનથી ઉતરવુ.. | ૧૩૭ |
| (૫૫) | હઝરત ઈસા અલયહિસ્સલામની શાદી ......... | ૧૪૧ |
| (૫૬) | હઝરત ઈસા અલયહિસ્સલામનું હજ્જ ........... | ૧૪૨ |
| (૫૭) | આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના સલામ .... | ૧૪૨ |
| (૫૮) | યાજૂજ-માજૂજ ...................... | ૧૪૩ |
| (૫૯) | યાજૂજ-માજૂજનો દેખાવ. ................ | ૧૪૩ |
| (૬૦) | યાજૂજ-માજૂજની સંખ્યા ................ | ૧૪૪ |
| (૬૧) | યાજૂજ-માજૂજનો ઈતિહાસ .............. | ૧૪૫ |
| (૬૨) | યાજૂજ-માજૂજ દિવાલમાં કાણું કેવી રીતે પાડશે?.. | ૧૪૮ |
| (૬૩) | યાજૂજ-માજૂજનું નિકળવુ ................ | ૧૫૦ |
| (૬૪) | હઝરત ઈસા અલયહિસ્સલામનું અવસાન....... | ૧૫૨ |
| (૬૫) | સુર્યનુ પશ્ચિમથી નિકળવુ. ................. | ૧૫૩ |
| (૬૬) | ધુમાડો. .............................. | ૧૫૫ |
| (૬૭) | જમીનનુ જાનવર. ...................... | ૧૫૬ |
| (૬૮) | સિરીયાની ઠંડી હવા. .................... | ૧૫૯ |
| (૬૯) | જમીનમાં ધસી જવાના ત્રણ બનાવો. ......... | ૧૬૦ |
| (૭૦) | યમનની આગ. ........................ | ૧૬૨ |
| (૭૧) | સુર અને તેની આવાઝ. .................. | ૧૬૩ |

બિસ્મિહી તઆલા

# દુઆના શબ્દો

## હઝરત અકદસ મુફતી અહમદ ખાનપુરી સા. (મ.ઝિ.)

## (શૈખુલ હદીષ જામિઅહ ડાભેલ.)

અઝીઝમ સલ્લમહુલ્લાહુ તઆલા વ આફાહુ

આપને ગુજરાતી ઝબાનમેં હઝરત ઈસા અલયહિસ્સલામ હઝરત ઈમામ મહદી રદિયલ્લાહુ અન્હુ ઔર દજ્જાલ કે મુતઅલ્લિક મવાદ જમા ફરમાકર કિતાબી સૂરતમેં તર્તીબ દિયા હૈ. યે માલૂમ હોકર મસર્રત હુઈ. અલ્લાહ તઆલા ઈસ્કો હુસ્ને કબૂલ અતા ફરમાકર અપને બંદો કો ઈસ સે ફાયદા પહોંચાએ, દિલ સે દુઆ કરતા હું. વસ્સલામ.

અલ્અબ્દ
(હઝરત અકદસ મુફતી)
અહમદ ઉફિય અન્હુ ખાનપુરી
(સાહબ)
૨૧, ઝિલહિજ્જહ ૧૪૩૪ હી.

# પ્રસ્તાવના

જયારથી આ દુનિયા અસ્તિત્વમાં આવી છે ત્યારથી લઈ આજ સુધી આ દુનિયામાં ઘણાં ફિત્નાઓએ જન્મ લીધો અને ઘણા ફિત્નાઓ જન્મ લેશે. ફિત્નાનો અર્થ પરીક્ષાનો થાય છે. અને આ પરીક્ષા માં માણસ ઉપર અમુક સમયે આપત્તિ અને મુસીબતો આવે છે. એટલા માટે ફિત્નાનો અર્થ આપત્તિ અને મુસીબતનો પણ થાય છે. હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાના કથનોમાં ઘણા બધા ફિત્નાઓથી લોકોને પરિચિત કર્યા છે અને આ ફિત્નાઓથી પરિચિત કરવાનો હેતુ એટલો જ હતો કે લોકો ફિત્નાઓથી પરિચિત થઈ ફિત્નાઓથી બચવાના ઉપાયોનું સંશોધન કરે અને આ ફિત્નાઓથી પોતાનુ રક્ષણ કરે. એવી જ રીતે ઘણાં ફિત્નાઓ કયામતની નિશાનીઓ છે. આવા ફિત્નાઓનો ઉલ્લેખ કરવાનો ઉદ્દેશ્ય એ હતો કે લોકો આવા ફિત્નાઓ જોઈ સમજી લે કે હવે કયામત નજીક છે. અને કયામત પછીના જીવન માટે તૈયારી કરી લે.

આ ફિત્નાઓમાં સૌથી મોટો ફિત્નો દજ્જાલનો ફિત્નો છે. પોતે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું છે કે આદમ અલયહિસ્સલામથી લઈ કયામત સુધી જેટલા ફિત્નાઓ જન્મ લેશે એમાં સૌથી મોટો ફિત્નો દજ્જાલનો ફિત્નો હશે. (મુસ્લિમ, ભાગ-૪, પેજ:૨૨૬૬, નં.૨૯૪૩)

આ ફિત્નાની ભયાનકતાનો ખ્યાલ એ વાત પર થી પણ થાય છે કે પોતે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ આ ફિત્નાથી રક્ષણની અલ્લાહ તઆલાથી દુઆ માંગતા હતા. (મુસ્લિમ, ભાગ-૧, પેજ:૪૧૧, નં.૫૮૭)

આજના યુગના ઘણા બધા વિદ્વાન ઉલમાનું માનવુ છે કે દજ્જાલના નિકળવાનો સમય હવે ખુબજ નજીક આવી ગયો છે. પરંતુ લોકો આ ફિત્નાને સમજવા અને તેના વિશે જાણકારી પ્રાપ્ત કરવા પ્રત્યે કોઈ ધ્યાન આપતા નથી અને નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે આ ફિત્નાથી બચવા માટે જે ઉપાયો બતાવ્યા છે તેનુ અનુકરણ કરતા નથી. આ વાતને ધ્યાનમાં લઈ લોકોને આ ફિત્નાથી પરિચિત કરવાના ઉદ્દેશ્યથી આ પુસ્તિકા લખવામાં આવી છે અને દજ્જાલના અનુસંધાનમાં હઝરત ઈસા અલયહિસ્સલામ અને હઝરત મહદી રદિયલ્લાહુ અન્હુ વિશે પણ માહિતી રજુ કરવામાં આવી છે. પરંતુ ઘટનાઓના ક્રમ પ્રમાણે સૌપ્રથમ ઈમામ મહદી રદિયલ્લાહુ અન્હુ પછી દજ્જાલ અને પછી હઝરત ઈસા અલયહિસ્સલામ નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે અને હઝરત ઈસા અલયહિસ્સલામ ના અવસાન પછી ઘટનાર ઘટનાઓનો ઉલ્લેખ પણ પુસ્તકના અંતે કરવામાં આવ્યો છે. અલ્લાહ તઆલાથી દુઆ છે કે અલ્લાહ તઆલા સર્વ મુસલમાનની આ ફિત્નાથી રક્ષા ફરમાવે. (આમીન)

## આભાર

સૌપ્રથમ હું તે અલ્લાહ તઆલા નો શુક્ર અદા કરૂ છું કે તેણે મને આ નેક કાર્ય કરવાની તૌફીક અર્પણ કરી. પછી હું મારા માતા-પિતા નો આભાર માનું છું જેઓ એ મને દીની જ્ઞાન પ્રાપ્ત કરવાનો અવસર આપ્યો. ત્યાર પછી હું મારા પ્રિય ઉસ્તાદ મૌલાના ઈકબાલ સાહબ બોકડા નો આભારી છું જેઓ એ આ પુસ્તક ઉપર દ્વિતિય નજર નાંખી ભાષાકીય સુધારા વધારા કર્યા અને પૂસ્તકને આકર્ષક બનાવ્યું અને ત્યાર પછી હું મારા પીરો-મુર્શિદ હઝરત અકદસ મુફતી

અહમદ સાહબ ખાનપુરી સા. (દા.બ.) નો પણ હૃદયપુર્વક આભાર માનુ છું કે જેઓ એ એક પત્ર વડે મને દુઆઓ આપી અને આ કાર્ય માં પ્રાણ ફુંકયા.

અલ્લાહ તઆલા આ સૌને દુનિયા અને આખિરતમાં શ્રેષ્ઠ બદલો આપે અને આ પુસ્તકને વાંચકો માટે લાભદાયી બનાવે. (આમીન)

મુહમ્મદ ઇદરીસ મુહમ્મદ યુસુફ ગુણિયા
(ગોધરા)

# અગત્યની નોંધ

આજ કાલ ઈમામ મહદી અને દજ્જાલ વિશે ઘણી ભામ્રકતાઓ ફેલાવવામાં આવે છે. માટે યાદ રાખવુ જોઈએ કે ઈમામ મહદીના આવવા વિશે કોઈ શંકા-કુશંકા નથી પરંતુ તે માટેનો નક્કી સમય ( દિવસ, વાર, મહીના કે વર્ષની ચોખવટ સાથે ) હદીષ શરીફમાં કયાંય વર્ણવવામાં આવ્યો નથી. અમુક બુઝુર્ગોના કથનો કે અંદાજાઓને લોકો વધારે પડતુ મહત્વ આપી વધુ ભામ્રકતાઓ પ્રસરાવી રહ્યા છે. જે અત્યંત નુકસાનકારક છે. આપણુ કામ દીન પર અમલ અને દીનની તબ્લીગ અને પ્રચાર છે. ઈમામ મહદીની રાહ જોઈ બેસી રહેવાનું નથી. લોકો આજે જાહેર રીતે ઈસ્લામી પડતી જોઈ પોતાને અશકત સમજી કંઈ કરવાને બદલે ઈમામ મહેદીની રાહ જોઈ બેસી રહ્યા છે. કે ઈમામ મહદી આવી કંઈક કરે. જયારે વાસ્તવિકતા એ છે કે હજુ કેટલીય નિશાનીઓનું પ્રગટ થવું બાકી છે. જેમ કે સિરિયા અને ઈજિપ્ત ઉપર આર્થિક પ્રતિબંધ, દિમશ્ક અને ઈસ્તંબુલ ઉપર ઈસાઈઓનો કબ્જો, ઈરાકમાં સોનાના પર્વતનું જાહેર થવું, મુસ્લમાનો અને ઈસાઈઓના એક જૂથ વચ્ચે એકતા સ્થાપિત થવી, દિમશ્કને પરત મેળવવું, આરબ બાદશાહનું અવસાન જેવી ઘટનાઓ ઘટવાની હજુ બાકી છે. માટે આવી ભામ્રકતાઓ ફેલાવવાથી પોતાને બચાવવું અત્યંત જરૂરી છે.

# આમુખ

કયામત ઈસ્રાફીલ અલૈ.ની સૂરની તે ભયાનક ચીખનું નામ છે જેનાથી સમગ્ર દુનિયામાં ધરતીકંપ આવી જશે. આ સમગ્ર દુનિયાના ભુકંપના શરૂઆતના ઝટકાઓથી જ ગભરાઈને દુધ પીવડાવવાવાળી માં પોતાના દુધ પીતા બાળકને ભુલી જશે. ગર્ભવતી સ્ત્રીઓ પોતાનો ગર્ભ ગુમાવશે. આ ચીખ અને ભુકંપની તિવ્રતા ક્રમશ વધતી જશે. જેનાથી બધા મનુષ્યો અને જાનવરોના મૃત્યુની શરૂઆત થઈ જશે. એટલે સુધી કે પૃથ્વી કે આકાશમાં કોઈ સજીવ જીવિત ન બચશે. જમીન ફાટી પડશે. પહાડ પીંજેલા રૂ ની જેમ ઉડવા માંડશે. તારાઓ અને ગ્રહો તુટીને પડી જશે, સુર્યનો પ્રકાશ ખતમ થઈ જશે અને આખા વિશ્વમાં અંધારુ થઈજશે. આકાશના ફુરચે ફુરચા ઉડી જશે અને આખી આકાશ ગંગા (સુર્યમાળા) મોતના ખોળામાં ધકેલાઈ જશે.

આ દિવસની ખબર બધા નબીઓ અલૈ. પોતપોતાની ઉમ્મત ને આપતા આવ્યા હતા. પરંતુ રસુલે ખુદા મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલીયહિ વસલ્લમે આવીને જણાવ્યું કે કયામત નજીક આવી પહોંચી અને હું આ દુનિયામાં અલ્લાહનો અંતિમ સંદેષ્ટા છું. કુર્આન મજીદે પણ જાહેર કર્યું કે કયામત નજીક આવી પહોંચી અને ચંદ્ર ફાટી ગયો. (સુરએ કમર) અને બીજી જગ્યાએ આ કહીને લોકોને ધમકાવ્યા કે શું આ લોકો બસ કયામતની રાહ જોઈ રહ્યા છે? કે તે એમની ઉપર અચાનક આવી પડે? તો યાદ રાખો, તેની ઘણી નિશાનીઓ પ્રગટ થઈ ચુકી છે. તો જ્યારે કયામત તેઓની સમક્ષ આવીને ઉભી રહેશે. તે સમયે તેમને સમજવાનો મોકો કયાં મળશે? (સુરએ મુહમ્મદ)

પરંતુ કયામત કયારે આવશે તેની ચોકકસ તારીખ તો શું, વર્ષ અને સદીની પણ અલ્લાહના સિવાય કોઈને ખબર નથી. આ એવો ભેદ છે જે સૃષ્ટિના સર્જનહારે કોઈ ફરીશ્તા અથવા નબીને પણ નથી બતાવ્યો. જિબ્રઈલ અલયહિસ્સલામ એ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી પુછયું તો તેઓને પણ આજ જવાબ મળ્યો કે જેનાથી પુછવામાં આવી રહ્યું છે તે પુછનારથી વધારે નથી જાણતો!

કુર્આને હકીમે પણ જણાવી દીધું કે કયામતના નક્કી સમયનું જ્ઞાન અલ્લાહના સિવાય કોઈને નથી. અમૂક આયતો આ પ્રમાણે છે. (૧) નિ:શંક કયામતની ખબર અલ્લાહને જ છે. (સૂરએ નાઝિઆત) (૨) આ લોકો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી કયામતના સંબંધી પુછે છે કે તે કયારે જાહેર થશે તો એના વર્ણન કરવાથી તમારે શું સંબંધ, એના જ્ઞાનની ચોક્કસતાનો આધાર ફક્ત આપના પરવરદિગારની પાસે જ છે.(સૂરએ નાઝિઆત) (૩) આ લોકો આપનાથી કયામતના વિશે પુછે છે કે તે કયારે જાહેર થશે. આપ કહી દો કે આનું જ્ઞાન માત્ર મારા પરવરદિગાર પાસે જ છે. તેના સમય પર તેને અલ્લાહ તઆલા સિવાય બીજુ કોઈ જાહેર નહી કરે. તે સમયે આકાશો અને પૃથ્વીમાં ઘણો મોટો અને ભયંકર અકસ્માત થશે તે તમારા પર અચાનક આવી પડશે. તેઓ તમને એવી રીતે દબાણપૂર્વક પુછે છે જેમ કે આપ તેની તપાસ કરી ચુકયા છો. આપ કહી દો કે તેનું જ્ઞાન માત્ર અલ્લાહ ની પાસે જ છે. (સુરએ અઅરાફ)

## ★ કયામતની નિશાનીઓનું મહત્ત્વ

કયામતની નિશાનીઓ પહેલાના નબીઓ (અલયહિમુસ્સલામ) એ પણ પોત-પોતાની ઉમ્મતોને બતાવી

હતી અને રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના પછી કોઈ નવા નબી આવવાના ન હતા માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તેની નિશાનીઓ સૌથી વધુ વિસ્તાર થી જણાવી એટલા માટે કે લોકો આખેરતના દિવસની તૈયારી કરે અને પોતાના કાર્યો સુધારી લે.અને પોતાની મનેચ્છાઓ પુર્ણ કરવાથી રોકાઇ જાય. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સહાબાએ કિરામને કયારેક વ્યક્તિગત અને કયારેક સામુહિક રીતે તો કયારેક ટુંકમાં અને કયારેક વિગતવાર આ નિશાનીઓનું શિક્ષણ આપતા રહ્યા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ આ નિશાનીઓના પ્રચારમાં કેટલી ચોક્કસતા સાચવી તેનો કંઇક અંદાજો સહીહ મુસ્લિમ શરીફની આ હદીષોથી થશે.

હઝરત અબુ હુરૈરહ(રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ અમોને ફજરની નમાઝ પઢાવી અને મિમ્બર પર ચઢીને અમારી સામે બયાન કર્યુ એટલે સુધી કે ઝુહરની નમાઝનો સમય થઈ ગયો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ મિમ્બર પરથી ઉતરીને નમાજ પઢાવી. ફરી મિમ્બર પર ચઢી બયાન કર્યુ અહીંયા સુધી કે અસરની નમાઝનો સમય થઇ ગયો પછી ફરી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઉતરીને નમાઝ પઢાવી અને ફરી મિમ્બર પર તશરીફ લઇ ગયા અને અમોને સંબોધતા રહ્યા અહીંયા સુધી કે સુર્ય ડુબી ગયો.આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પોતાના આ બયાનમાં તે બધા અગત્યના બનાવોની ખબર આપી જે થઇ ચુકયા હતા અને તે બનાવોની પણ ખબર આપી જે ભવિષ્યમાં થવાના હતા. બસ અમારા માંથી જે માણસની યાદશક્તિ વધારે સારી હતી તે આ બનાવોને વધુ જાણનાર છે. (મુસ્લિમ શરીફ ભાગ:૪, પેજ

૨૨૧૭, હદીષ નં.૨૮૯૨)

હઝરત હુઝૈફા રદીયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અમારા વચમાં ઉભા થયા અને બયાન ફરમાવ્યું આ બયાનમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કયામત સુધી બનવાવાળો કોઈ અગત્યનો બનાવ નથી છોડયો જે અમને ન બતાવ્યો હોય જે માણસ તે બનાવોને યાદ રાખી શક્યો તે માણસે તે બનાવો યાદ રાખ્યા અને જે માણસ તે બનાવોને યાદ ન રાખી શકયો તે ભુલી ગયો. મારા સાથીઓ પણ આ વાત (આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના બયાન કરવાને) જાણે છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જે બનાવોની માહિતી આપી તેમાંથી હું જે ભુલી ગયો છું તે પણ જ્યારે પ્રગટ થાય છે. (અર્થાત તે ઘટના ઘટે છે.) તો તે મને યાદ આવી જાય છે. જેમ કે કોઈ માણસની મુલાકાત લાંબા સમયથી ન થઈ હોય તો માણસ તેનો ચહેરો ભુલી જાય છે પરંતુ જ્યારે તે માણસ સામે આવે છે તો તે માણસ યાદ આવી જાય છે. (મુસ્લિમ શરીફ ભાગ:૪, પેજ નં.૨૨૧૭ હદીષ નં.૨૮૯૧)

ઉમ્મતે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની બીજી હદીષો ની જેમ કયામતની નિશાનીઓની હદીષોને સુરક્ષિત રાખવા અને આવનાર પેઢીઓ સુધી પહોંચાડવાનો ઘણો પ્રબંધ કર્યો. અહીંયા સુધી કે બાળકોને નાની વયથી જ આ હદીષો યાદ કરાવવામાં આવતી હતી. હદીષના પુસ્તકોમાં આ પ્રકરણની હદીષોની એક મોટી સંખ્યા સુરક્ષિત છે. જે પેઢી દર પેઢી હિફઝ અને લખાણના માધ્યમ વડે અમારા સુધી પહોંચી છે. આમ તો હદીષનું કોઈ પુસ્તક આ પ્રકરણની હદીષોથી ખાલી નથી પરંતુ મુહદ્દિષીને આ વિષય ઉપર અલગથી પણ પુસ્તકો લખ્યાં છે. એક એક નિશાની

પર પણ અલગ અલગ પુસ્તકો જોવા મળે છે. આ વાત એ વાતની સાક્ષી આપે છે કે ઉમ્મતે અને ઉમ્મતના ઉલમાએ કયામતની નિશાનીઓને ઘણી મહત્વતા આપી છે.

## ★ કયામતની નિશાનીઓની હાલત

કયામતની નિશાનીઓ માં કેટલીક નિશાનીઓની તો એટલી બધી વિગતો મળે છે કે કેટલીય નાની નાની વસ્તુઓની ઓળખ પણ મૌજૂદ છે. દાખલા તરીકે દજ્જાલનો ફિત્નો અને હઝરત ઈસા (અલયહિસ્સલામ)ના ઉતરવાના સમયની એટલી વિસ્તારપૂર્વક વિગતો જણાવી દેવામાં આવી છે કે બીજી નિશાનિઓમાં એનો દાખલો નહી મળે. કારણ એ છે કે દજ્જાલનો ફિત્નો મુસલમાનો માટે ઈમાનની અગ્નિ પરીક્ષા સમાન હશે. એટલે કે જો એની વિગતો વિસ્તારથી લોકો સમક્ષ રજૂ કરવામાં ન આવતી તો તેના ફિત્નાની જાળમાં ફસાઈ જવાનો વધારે ભય હતો અને જો હઝરત ઈસા અલયહિસ્સલામ ના દેખાવ અને બીજી વિગતોનું વિસ્તારપુર્વક વર્ણન કરવામાં ન આવતુ તો કોઈ વાસ્નાગ્રસ્ત માનવી ઈસા અલયહિસ્સલામ હોવાનો દાવો કરી બેસતો તો એના જુઠ અને દગાબાજી નો પડદો ચાક કરવામાં મુશ્કેલી પડતી અને જ્યારે તેઓ દુનિયામાં આવતા તો તેમણે સહેલાઈથી લોકો ઓળખી ન શકતા. (અલામાતે કયામત ઔર નુઝૂલે મસીહ અલૈ. પેજ ૧૧૫ થી ૧૧૯, તોહફએ મહદી અલૈ.)

## ★ કયામતની નિશાનીઓના પ્રકાર

કુર્આનમજીદમાં જે કયામતની નિશાનીઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે વધારે પડતી એવી નિશાનીઓ છે જે કયામતની બિલ્કુલ નજીક જાહેર થશે. અને આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ પોતાની અહાદીષમાં નજીક અને દુર, નાની અને મોટી બધા જ પ્રકારની નિશાનીઓનું વર્ણન કર્યુ છે. અલ્લામા

મુહમ્મદ અબ્દુર રસૂલ બરઝન્જી(મૃત્યુ:૧૦૪૦) એ પોતાના પુસ્તક અલ ઈશાઅહ લિ અશ્રાતીસ્સાઅહ માં કયામતની નિશાનીઓના ત્રણ પ્રકાર કર્યા છે. (૧) દુરની નિશાનીઓ (૨) વચગાળાની નિશાનીઓ (૩) કયામતથી નજીકની નિશાનીઓ

## (૧) દુરની નિશાનીઓ

દુરની નિશાનીઓ તે છે જે ઘણા સમય પહેલા જાહેર થઈ ચુકી છે. તેમને દુરની નિશાનીઓ એટલા માટે કહેવામાં આવે છે કે આ નિશાનીઓ અને કયામત વચ્ચેનું અંતર ખુબ વધારે છે.

## (૨) વચગાળાની નિશાનીઓ

આ નિશાનીઓને નાની નિશાનીઓ પણ કહેવામાં આવે છે. કયામતની આ પ્રકારની નિશાનીઓમાંથી અમુક નિશાનીઓ તો જાહેર થઈ ચુકી છે પરંતુ હજુ સુધી પુર્ણ થઈ નથી દિનપ્રતિદીન તેમાં વધારો થઈ રહયો છે. અને ભવિષ્યમાં વધારો થતો જશે. અહીંયા સુધી કે ત્રીજા પ્રકારની નિશાનીઓ જાહેર થવાની શરૂઆત થઈ જશે. આ બંને પ્રકારની નિશાનીઓ ઘણીબધી છે. એમાંથી અમુક અગત્યની નિશાનીઓનો અહીંયા ઉલ્લેખ કરવામાં આવે છે. જેવી રીતે....

(૧) હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું અંતિમ સંદેષ્ટા (રસૂલ સ્વરૂપે આગમન થવું.

(૨) હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું અવસાન થવું.

(૩) ચાંદાના ટુકડા થઈ જવા.

(૪) આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના અનુયાયીઓ (સહાબ એ કિરામ)થી દુનિયા ખાલી થઈ જવી.

(૫) બયતુલ મુકદ્દસ (મસ્જિદે અકસા) પર વિજય.

(૬) પ્લેગ જેવી બિમારી (વબા)નું જાહેર થવું.

(૭) વિશિષ્ટ પ્રકારના ફિત્નાઓ (જેવી રીતે બદનઝરી, હરામ માલ, રૂશ્વત વિગેરે) નું જાહેર થવું.

(૮) ટીવી ચેનલોનું જાહેર થવું.

(૯) સિફ્ફીન ની લડાઈનું થવું.

(૧૦) ખ્વારીજ (હઝરત અલી રદીયલ્લાહુ અન્હુ) ના દુશ્મનોનું જાહેર થવું.

(૧૧) નુબુવ્વતના જુઠા દાવેદારોનું જાહેર થવું.

(૧૨) આરબમાં શાંતિ અને ખુશહાલીનું ફેલાઈ જવું.

(૧૩) આરબમાં આગનું જાહેર થવું.

(૧૪) મુસલમાનો અને તુર્કો વચ્ચે યુદ્ધ થવું.

(૧૫) એવા અત્યાચારી લોકોનું જાહેર થવું જેઓ લોકો પર અત્યાચાર કરશે.

(૧૬) ખુલ્લેઆમ ખુનામરકી

(૧૭) અનામતનું બરબાદ થઈ જવુ અને તેનુ દિલોમાંથી નિકળી જવું .

(૧૮) વિતીગયેલ કોમોનું અનુકરણ કરવુ.

(૧૯) ઔલાદનું માતા-પિતા સાથે ગેરવર્તન કરવુ.

(૨૦) એવી સ્ત્રીઓનું જાહેર થવું જે લિબાસ પહેરવા છતાંય નગ્ન હશે. (બારીક, ચુસ્ત અને અડધા કપડા પહરેવા.)

(૨૧) બકરીઓના ગોવાર અને ગામડીયાઓ ઉંચી ઉંચી બિલ્ડીંગો બનાવવામાં મુકાબલો કરશે.

(૨૨) ફકત ઓળખીતા લોકોને જ સલામ કરવામાં આવે.

(૨૩) વેપાર ધંધાનું પ્રમાણ વધી જવું.
(૨૪) સ્ત્રીનું પોતાના પતિ સાથે વેપાર ધંધામાં જોડાવવુ.
(૨૫) અમુક વેપારીઓનું આખા બજાર પર છવાઈ જવું.
(૨૬) જુઠી ગવાહી આપવી.
(૨૭) સત્ય ગવાહીને છુપાવવી.
(૨૮) અજ્ઞાનતા (દીની) જહાલતનું ફેલાઈ જવું.
(૨૯) લાલચ અને કંજુસીનું વધી જવું.
(૩૦) સગા સંબંધીઓ સાથે ખરાબ વર્તન.
(૩૧) પાડોશીઓ સાથે ગેરવર્તણુક
(૩૨) વ્યાભિચારિણી (ફહાશી)નું વધી જવું.
(૩૩) અમાનતદારને ખ્યાનત કરનાર અને ખ્યાનતીને અમાનતદાર સમજવામાં આવે.
(૩૪) સત્તાધીશોનું બરબાદ થઈ જવું અને પજાનું છવાઈ જવું.
(૩૫) માલ પ્રાપ્ત કરવામાં હરામ અને હલાલનો ખ્યાલ ન રાખવો.
(૩૬) માલે ગનીમતને પોતાની સંપત્તિ સમજી લેવામાં આવે.
(૩૭) અમાનતામ મલમાં ખ્યાનત કરવામાં આવે.
(૩૮) ઝકાતનો માલ ખુશીથી આપવામાં ન આવે.
(૩૯) ધાર્મિક જ્ઞાન (ઈલ્મે દીન) ને દુનિયા માટે શિખવામાં આવે.
(૪૦) પત્નીની વાતા માનવામાં આવે અને માતાની અવગણના કરવામાં આવે.
(૪૧) મિત્રોને નજીક કરવામાં આવે અને પિતાને દૂર કરી દેવામં આવે.
(૪૨) મસ્જિદોમાં શોર કરવામાં આવે.

(૪૩) ખરાબ લોકો ખાનદાન ના સરદાર થઈ જાય.

(૪૪) કોમના લીડર નીચ લોકોને બનાવી દેવામાં આવે.

(૪૫) માણસનો આદર તેના ખરાબવર્તનથી બચવા માટે કરવામાં આવે.

(૪૬) ઝિનાને હલાલ સમજવામાં આવે.

(૪૭) રેશમને હલાલ સમજવામાં આવે.

(૪૮) દારૂ (શરાબ)ને હલાલ સમજવામાં આવે.

(૪૯) સંગીતને હલાલ સમજવામાં આવે.

(૫૦) લોકોનું મોતને પસંદ કરવુ.

(૫૧) એવો સમય આવવો કે સવારે માણસ મુસલમાન હોય અને સાંજે કાફિર થઈ જાય અથવા સાંજે મુસલમાન હોય અને સવારે કાફિર થઈ જાય.

(૫૨) મસ્જિદોને આલીશાન બનાવી તેના ઉપર ઘમંડ કરવામાં આવે.

(૫૩) ઘરોને સજાવવામાં અવે અને તેને આલીશાન બનાવવામાં આવે.

(૫૪) વાદળોમાં વધારે પ્રમાણમાં ગાજ-વિજ થવું અને તેના કારણે લોકોનું મૃત્યુ થવું.

(૫૫) પુસ્તકોનું લખાણ વધી જવુ. (છતાંય લોકોમાં અજ્ઞાનતા હોવી.)

(૫૬) પ્રવચનોના માધ્યમે માલ કમાવવો અને પ્રવચનો વડે એક બીજા પર ઘમંડ કરવો.

(૫૭) કુર્આન મજીદ સિવાય બીજા પુસ્તકોનું ખુબજ ફેલાઈ જવુ.

(૫૮) પુસ્તકોનું વાંચન કરનારાઓનું વધી જવું અને સમજદાર

લોકોનું ઘટી જવું. (અર્થાત સમજદાર ઉલમાથી દુનિયા ખાલી થઈ જવી.

(૫૯) નાના લોકો પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરવું.

(૬૦) અચાનક થતા મોતનું પ્રમાણ વધી જવું.

(૬૧) મુર્ખ લોકોનું સત્તા પર આવી જવું.

(૬૨) સમયનું નજીક થઈ જવું. (અર્થાત એવુ લાગે કે સમય ખુબજ ઝડપથી પસાર થઈ રહ્યો છે.)

(૬૩) અજ્ઞાની લોકોનું લોકોની સમસ્યાઓ પર ચર્ચા વિચારણા કરવી.

(૬૪) મુર્ખ અને તુચ્છા લોકોનું માલદાર થઈ જવું.

(૬૫) મસ્જિદોને રસ્તો બનાવી લેવામાં આવે.

(૬૬) પત્નીને આપવામાં આવતી મહરની રકમનું વધી જવું અને પછી ધીરે ધીરે ઘટી જવું.

(૬૭) ઘોડાની કિંમત વધી જવી અને પછી ધીરે ધીરે ઘટી જવી.

(૬૮) બજારો નજીક નજીક થઈ જવા. (અર્થાત: એક બજારથી બીજા બજાર સુધી પહોંચવુ સરળ થઈ જાય.)

(૬૯) દુનિયાની વિવિધ કોમોનું મુસલમાનોને ખતમ કરવા માટે એકબીજાને પોકારી સહાયતા કરવી.

(૭૦) દીની જ્ઞાનથી દૂર રહેવાના કારણે લોકોને મસ્જિદમાં નમાઝ પઢાવવા માટે ઈમામ નહી મળે જેના કારણે લોકો નમાઝ પઢાવવા માટે એક બીજાને આગળ ધક્કા મારશે.

(૭૧) મુસલમાનોના સપનાઓનું સત્ય સાબિત થવું.

(૭૨) જુઠ વધી જવું.

(૭૩) લોકોમાં પરસ્પર ધિક્કાર (નફરત) વધી જવી.

(૭૪) પૃથ્વીમાં વધારે પ્રમાણમાં ધરતીકંપના આંચકા અનુભવવા.

(૭૫) છોકરીઓની સંખ્યા વધી જવી.

(૭૬) છોકરાઓની સંખ્યા ઘટી જવી.

(૭૭) વ્યાભિચારિણી (ફહાશી)નુ વધી જવુ અને પાપો પર ઘમંડ કરવુ.

(૭૮) કુર્આનની તિલાવત કરી પૈસા માંગવામાં આવે.

(૭૯) લોકોમાં જાડાપણુ જાહેર થવું.

(૮૦) એવા લોકોનું જાહેર થવું જેઓથી ગવાહી માંગવામાં નહી આવે તો પણ ગવાહી આપશે.

(૮૧) માનતા (નઝર) માની માનતાનું પુરૂ ન કરવુ.

(૮૨) શક્તિશાળી લોકો કમજોર લોકો પર અત્યાચાર કરશે.

(૮૩) અલ્લાહ તઆલાના આદેશો વિરૂદ્ધ લોકોમાં ફેસલા કરવામાં આવશે.

(૮૪) રોમન (યુરોપીયન) લોકોની સંખ્યા વધી જશે.

(૮૫) માલનું ખુબજ વધી જવું અહીંયા સુધી કે ઝકાત ને વસુલ કરનાર નહી મળે.

(૮૬) જમીનનું પોતાના પેટાળમાં છુપાયેલા ઝખાનાઓનું કાઢી નાંખવું.

(૮૭) ચહેરાઓનું બદલાઈ જવું. (અર્થાત સુન્વર અને વાંદળાઓની માફક ચહેરાઓ થઈ જશે.)

(૮૮) જમીનમાં ધસાઈ જવાના બનાવો બનવા.

(૮૯) પત્થરોનો વરસાદ વરસવો.

(૯૦) મુશળાધાર વરસાદના કારણે પાકો મકાનોનું પડી જવુ

અને કાચા મકાનોનું બાકી રહેવુ.

(૯૧) વરસાદ પડવા છતાં ખેતી ના થવી.

(૯૨) આરબોમાં ફીત્નો ફેલાઈ જવો.

(૯૩) વૃક્ષોનું મુસલમાનોની મદદ માટે બોલવુ.

(૯૪) પથ્થરોનું મુસલમાનોની મદદ માટે બોલવુ.

(૯૫) મુસલમાનોનું યહુદીઓથી યુદ્ધ કરવુ.

(૯૬) ફુરાત નામક નદીમાંથી સોના ના પર્વતનું જાહેર થવું.

(૯૭) માણસને ઝિના કરવા પર મજબુર કરવામાં આવે અને જો ઝિના ના કરે તો તેને બાયલો ગણવામાં આવે.

(૯૮) આરબમાં હરીયાળી છવાઈ જવી. તથા તમાં નદીઓ વહેતી થઈ જવી.

(૯૯) ફિત્નએ અહલાસ એટલે લુંટફાટ અને લડાઈઓ થવી.

(૧૦૦) ફિત્નએ સરરા એટલે માલનું વધી જવું.

(૧૦૧) ફિત્નએ દહયમા એટલે તબાહી અને બરબાદીનો ફિત્નો.

(૧૦૨) એક સજદો આખી દુનિયા અને દુનિયામાં જે કંઈ છે તેનાથી શ્રેષ્ઠ સમજવામાં આવશે. અર્થાત લોકોનું ધ્યાન દીન તરફ કેન્દ્રીત થઈ જશે.

(૧૦૩) ચાંદનું ફુલી જવું એટલે કે પેહલી રાત્રીનો ચાંદ જોઈ લોકો કહેશે કે બીજી રાત્રીનો ચાંદ લાગે છે.

(૧૦૪) એવો ઝમાનો આવશે કે લોકો સિરિયામાં રહેવાનું પસંદ કરશે.

(૧૦૫) મુસલમાનો અને યુરોપીયનો સાથે મોટુ યુદ્ધ

(૧૦૬) કુસ્તુનતુનિયા (ઈસ્તંબુલ) પર વિજય.

(૧૦૭) મિરાસની વહેંચણી કરવામાં નહછી આવે.

(૧૦૮) માલે ગનીમતની પ્રાપ્તિથી કોઈ ખુશ નહી થાય.

(૧૦૯) લોકો જુના હથિયાળો અને જુની સવારીઓનો ઉપયોગ કરશે.

(૧૧૦) બયતુલ મુકદ્દસ આબાદ થઇ જશે.

(૧૧૧) મદીના મુનવ્વરા વેરાન થઇ જશે.

(૧૧૨) મદીના પોતાના અંદરથી બદકારોને કાઢી નાંખશે.

(૧૧૩) પર્વતો પોતાની જગ્યાઓ છોડી દેશે.

(૧૧૪) કહતાન નામક ખાનદાનમાં એક માણસનું જાહેર થવું અને લોકોનું તેનુ અનુકરણ કરવું.

(૧૧૫) જહજાહ નામક માણસનું જાહેર થવું.

(૧૧૬) હિંસક પ્રાણીઓનું માનવ વાણી થી વાત કરવી.

(૧૧૭) કોરડાઓનું વાત કરવું.

(૧૧૮) બુટની દોરીનું બોલવું.

(૧૧૯) માણસની પીંડીનુ તેના ઘરવાળાઓ વિશે માહિતી આપવી.

(૧૨૦) ઈસ્લામનું ખત્મ થઇ જવું.

(૧૨૧) કુર્આન મજીદનું દીલોમાંથી નિકળી જવું.

(૧૨૨) એક લશ્કર જે બયતુલ્લાહ ને તોડી પાડવાના ઈરાદાથી નિકળશે અને બયદા નામાક જગ્યાએ જમીનમાં ધસી જશે.

(૧૨૩) બયતુલ્લાહનું હજ છોડી દેવામાં આવે.

(૧૨૪) આરબના અમૂક ખાનદાનોમાં ફરી મુર્તિપુંજા શરૂ થઇ જવી.

(૧૨૫) કુરૈશ ખાનદાનનું ખત્મ થઇ જવું.

(૧૨૬) એક હબ્શીના હાથે બયતુલ્લાહનું તુટી જવું.

(૧૨૭) મુસલમાનોની રૂહ કબ્ઝ કરવા માટે ઠંડી હવાનું ચાલવુ.
(૧૨૮) મક્કામાં ઉંચી ઉંચી બિલ્ડીંગો બનાવવામાં આવે.
(૧૨૯) ઉમ્મતમાં છેલ્લા સમયમાં આવેલ લોકો પહેલા ગુઝરી ગયેલ લોકોને ખરાબ કહેવા લાગે.
(૧૩૦) નવી નવી સવારીઓનું જાહેર થવુ.
ઉપરોકત નિશાનીઓનું વર્ણન એક અરબી પુસ્તક નિહાયતુલ આલમ માંથી કરવામાં આવ્યું છે.
(૧૩૧) દીન પર રહેવુ એટલુ મુશ્કેલ થઈ જશે કે જેટલુ કે પોતાની મેઠીમાં અંગારા પકડવા.
(૧૩૨) પ્રમાણિક માણસોને અપ્રમાણિક અને અપ્રમાણિક ને પ્રમાણિક સમજવામાં આવે.
(૧૩૩) પત્નીઓને તલાક આપવાના બનાવો વધી જશે.
(૧૩૪) સારા અને નેક લોકો પોતાને સંતાડીને રાખશે અને તૃચ્છ અને વ્યાભિચારી લોકો દરેક જગ્યાએ જોવા મળશે.
(૧૩૫) દારૂનું નામ તાડી, વ્યાજનું નામ વેપાર, રૂશ્વતનું નામ ભેટ રાખી આ વસ્તુઓને હલાલ સમજવામાં આવશે.
(૧૩૬) હરામના સંતાનોનું પ્રમાણ વધી જશે.
(૧૩૭) ભોજન સમારંભમાં ખાવા-પિવા સિવાય સ્ત્રીઓ પણ આપવામાં આવશે.
(૧૩૮) લોકો જાડી જાડી ગાદીઓવાળી ગાડીઓમાં બેસી મસ્જિદના દરવાજા સુધી આવશે. (અલ ઈશાઆ)

આવી નિશાનીઓનો ઉલ્લેખ પુસ્તકોમાં ખુબજ વિસ્તારપૂર્વક કરવામાં આવ્યો છે. આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ આ બધી વાતોની ખબર એવા સમયમાં આપી હતી કે તે સમયમાં આ વાતોના પ્રગટ થવાનો ખ્યાલ કરવો પણ મુશ્કેલ

હતો. પરંતુ આજે આ બધી વાતોને આપણે આપની નળી આંખે નિહાળી રહ્યા છે. કોઈ નિશાની પૂર્ણ થઈ ગઈ છે તો કોઈ નિશાની શરૂઆતના તબક્કામાં છે. જયારે આ બધી નિશાનીઓ પૂર્ણ થઈ જશે ત્યારે મોટી મોટી નિશાનીઓ પ્રગટ થવાની શરૂઆત થઈ જશે. અલ્લાહ તઆલા આ બધા ફિત્નાઓથી આપણી રક્ષા કરે....આમીન

## (૩) નજીકની નિશાનીઓ

આ પ્રકારની નિશાનીઓને કયામતની મોટી નિશાનીઓ પણ કહેવામાં આવે છે. આ નિશાનીઓ કયામતથી બિલ્કુલ નજીક ક્રમવાર પ્રગટ થશે. આ બધી નિશાનીઓ વિશ્વ વ્યાપિ બનાવોના સ્વરૂપમાં જાહેર થશે. જેવી રીતે ઈમામ મહદીનું જાહેર થવુ, દજજાલનું નિકળવુ, હઝરત ઈસા(અલૈ) નું આસ્માન થી ઉતરવું, યાજૂજ માજૂજનું નિકળવું, જમીનના જાનવરનું નિકળવું, સુર્યનું પશ્ચિમથી નિકળવું અને યમનથી આગ નિકળવી. આ પ્રકારની નિશાનીઓના જાહેર થયા પછી થોડા જ સમયમાં કયામત આવી જશે. (અલામાતે કયામત ઔર નુઝુલે મસીહ અલયહિસ્સલામ)

જે પુસ્તક અત્યારે તમારી સમક્ષ છે એમા કયામતની આ ત્રીજા પ્રકારની મોટી મોટી નિશાનીઓનું વર્ણન કરવામાં આવ્યું છે. ઘટનાઓના ક્રમ પ્રમાણે સૌથી પહેલા ઈમામ મહદી પછી દજજાલ અને પછી હઝરત ઈસા(અલૈ)નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે અને ઈસા (અલૈ)ના અવસાન પછી પ્રગટ થનાર મોટી મોટી નિશાનીઓનો પણ ઉલ્લેખ પુસ્તકના અંતે કરવામાં આવ્યો છે.

# ભાગ – ૧
# હઝરત
# ઈમામ મહદી
# (રદિયલ્લાહુ અન્હુ)

બિસ્મિહી તઆલા

# હઝરત ઈમામ મહદી (રદિ.)

કયામતની નિશાનીઓમાં ત્રણ સૌથી મોટી નિશાનીઓ છે. (૧) હઝરત ઈમામ મહદીનું જાહેર થવું. (૨) દજજાલનું નિકળવું (૩) હઝરત ઈસા(અલૈ)નું આસ્માનથી ઉતરવું

હઝરત ઈમામ મહદીનું જાહેર થવુ કયામતની નિશાનીઓમાં એક સૌથી મોટી નિશાની છે. રસૂલુલ્લાહ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની ભવિષ્ય વાણીઓમાં આ સૌથી મહત્વની ભવિષ્યવાણી છે. તેમના વડે સત્ય ધર્મ ઈસ્લામનો વિજય અને અસત્ય ધર્મોનો નાશ થશે. એટલુ જ નહી પરંતુ તેઓ આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની વેર-વિખેર થયેલ ઉમ્મતને જોડશે અને આખા જગતમાં ન્યાયીક ઈસ્લામી શાસનની પ્રસ્થાપના કરશે. આજ કારણને લઈ ઈતિહાસમાં જયારે પણ ઈસ્લામ ઉપર ખરાબ સમય આવ્યો તો મુસલમાનો પોતાના આ મહાન લીડરની રાહ જોવા લાગ્યા કે તેઓ આવી ઉમ્મતના આ ખરાબ સમયને હટાવી ઈસ્લામી શાસનની પ્રસ્થાપના કરે.

હવે પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે ઈમામ મહદી કોણ છે? તેમનો દેખાવ કેવો હશે? તેમના જાહેર થવા પહેલા વિશ્વની પરિસ્થિતિ કેવી હશે? તેઓ આવીને શું કરશે? નીચે આ બધાજ પ્રશ્નોનો ઉત્તર રજુ કરવામાં આવ્યો છે.

ઈમામ મહદી કોણ છે? આ પ્રશ્નનો ઉત્તર જાણવા પહેલા એટલું જાણી લેવુ જોઈએ કે એવુ નથી કે ઈમામ મહદી અત્યારે કોઈ

પર્વતની ગુફામાં સંતાયેલા છે. અને જયારે તેમનો જાહેર થવાનો સમય આવશે ત્યારે તેઓ ઉંટ પર બેસી બહાર આવશે જેમકે શીયા સમુદાયની માન્યતા છે. બલ્કે તેમનો જન્મ થશે અને જેવી રીતે એક બાળક નાના થી મોટો થાય છે અને જેવી રીતે તેનો ઉછેર કરવામાં આવે છે તેવીજ રીતે તેમનો પણ ઉછેર કરવામાં આવશે. જાહેર થવાના સમય પહેલા તેઓ ને પોતે પણ જ્ઞાન નહી હોય કે તેઓ ઈમામ મહદી છે. હાં! જાહેર થવાના દિવસની રાત્રીએ તેઓમાં એવી લાયકાત પેદા કરી દેવામાં આવશે જેના લીધે તેઓને ખ્યાલ આવી જશે કે હું તે ઈમામ મહદી છું, જેમનુ વર્ણન અહાદીષમાં કરવામાં આવ્યું છે.

## ★ ઈમામ મહદીનું નામ અને કુટુંબ

સહીહ હદીષ પ્રમાણે ઈમામ મહદીનું નામ આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ના નામ જેવુ અને પિતાનું નામ આપ(સ.અ.વ)ના પિતા જેવુ હશે. એટલે ઈમામ મહદીનું નામ મુહમ્મદ અને પિતાનું નામ અબ્દુલ્લાહ હશે. (અબુદાવુદ : ભાગ-૪,પેજ ૧૦૬, હદીષ નં.૪૨૮૨) મહદી જેનાથી આપ પ્રખ્યાત છે આ તેમનું ઉપનામ છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતે આપને આ ઉપનામ થી યાદ કર્યા છે. મહદીનો અર્થ હિદાયત પામનાર થાય છે. સહીહ અહાદીષ પ્રમાણે તેઓ હઝરત ફાતિમા (રદી)ના પુત્ર હઝરત હસન(રદી)ના કુટુંબમાંથી હશે અર્થાત તેઓ હસની હશે.(અબુ દાવુદ:ભાગ-૪,પેજ-૧૦૮,હદીષ ૪૨૯૦) અમુક ઉલમાએ આ વાતનો પણ ઉલ્લેખ કર્યો છે કે ઈમામ મહદી (રદિ.) પિતા પ્રતિ હસની અને માતા પ્રતિ હુસૈની હશે. હદીષમાં છે કે તેઓનો જન્મ મદીના મુનવ્વરામાં થશે. (અબુ

દાવુદ:ભાગ:૪, પેજ-૧૦૭, હદીષ નં.-૪૨૮૬)

## ★ ઈમામ મહદીનો દેખાવ (શકલો સુરત)

અહાદીષમાં ઈમામ મહદીના દેખાવનું વર્ણન નીચ પ્રમાણે કરવામાં આવ્યું છે.

(૧) તેમનો ચહેરો ઘણો જ જવલંત અને ચમકદાર હશે.

(૨) તેઓ ઉંચી નાક ના હશે અર્થાત ચપટુ નાક નહી હોય. (મુસ્તદરક હાકિમ: ભાગ-૪,પેજ-૬૦૦, હદીષ નં.૮૬૭૦)

(૩) તેઓ વિશાળ કપાળ (પેશાની) અને ઉંચી નાક વાળા હશે. (અબુ દાવુદ:ભાગ-૪, પેજ-૧૦૭, હદીષ નં. ૪૨૮૫)

આ અહાદીષથી એ વાત સ્પષ્ટ થાય છે કે ઈમામ મહદીનું કપાળ વિશાળ, જવલંત અને ચમકદાર હશે. તેઓનું નાક ઉંચુ હશે અને ચહેરો જવલંત અને ચમકદાર હશે. સહીહ અહાદીષમાં આટલોજ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આના સિવાય જે અહાદીષમાં એ વાતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે તેઓનો રંગ ઘંઉ જેવો હશે અને જમણા ગાલ ઉપર મસ અને તલ હશે અને તેઓમાં તોતડાપણું હશે અને તેઓ મધ્યમ કદના હશે અને તેઓની દાઢી ભરાવદાર હશે તે હદીષોના નકલ કરનાર એટલા કમઝોર છે કે તેઓ ભરોસાપાત્ર નથી.

હઝરત ઈમામ મહદી વિશે માહિતી મેળવ્યા પછી આ વાત ઉલ્લેખ કરવો યોગ્ય રહેશે કે ઈમામ મહદીના જાહેર થવા પહેલા દુનિયાની પરિસ્થિતિ કેવી હશે અને કઇ કઇ ઘટનાઓ ઘટશે? એટલી વાત યાદ રાખવી જોઈએ કે ઈમામ મહદીના જાહેર થવા પહેલાની નિશાનીઓના બે પ્રકાર છે (૧)સામાન્ય નિશાનીઓ (૨) ખાસ નિશાનીઓ અને ખાસ બનાવો

## ★ સામાન્ય નિશાનીઓ

(૧) ઈસ્લામ ધર્મ પર પતનના વાદળો છવાઈ જશે (મુસ્તદરક: ભાગ-૪, પેજ-૫૭૫, હદીષ નં.૮૬૧૩)

(૨) તેમના જાહેર થવા પુર્વે દુનિયામાં જાત જાતના ફિત્નાઓ જન્મ લઈ રહ્યા હશે. (મોઅજમે અવસત: ભાગ-૧, પેજ-૯૬, હદીષ નં.૨૯૧)

(૩) તેમના જાહેર થવા પુર્વે લોકોમાં પરસ્પર ભેદભાવ અને ઝઘડાઓ થશે, અને પૃથ્વી ઉપર ભુકંપના આંચકાઓ અનુભવાશે. (મુસ્નદે અહમદ: ભાગ-૧૮, પેજ-૬૨, હદીષ નં.૧૧૪૮૪)

(૪) મુસલમાનો માટે કોઈ આશ્ચર્યસ્થાન નહી હોય. (મુસ્તદરક: ભાગ-૪, પેજ-૫૧૨, હદીષ નં.૮૪૩૮)

(૫) દુનિયા અત્યાચારો અને જુલ્મથી ભરાઈ જશે. (મોઅ્જમે કબીર ભાગ:૧૦, પેજ ૧૩૫ નં.૧૦૨૨૫)

(૬) ખુદાનું નામ લેવુ મૃત્યુદંડને પાત્ર ગણાશે. (મુસ્તદરક ભાગ:૪, પેજ ૫૯૬, નં.૮૬૫૯)

આ હશે ઈમામ મહેદીના જાહેર થવા પહેલા દુનિયાની પરિસ્થિતિ, હવે આજની દુનિયા ઉપર એક નજર નાંખાવામાં આવે તો ખ્યાલ આવી જશે કે કેટલે સુધી આ નિશાનીઓ પુર્ણ થઈ ગઈ છે. સૌથી પહેલી નિશાની દીન ઉપર પતનના વાદળો છવાઈ જશે. તે વિશે જાણીએ.

## ★ મુસલમાનોની સામાજીક પરિસ્થિતિ :

ઈસ્લામી સમાજ પોતાની વિશેષ્ટાઓ ખોઈ ચુકયો છે. નાસ્તિકતા અને બેદીનીએ ઈસ્લામી સમાજને કમજોર કરી દીધો છે. ઈસ્લામી સમાજની પ્રતિષ્ઠા પોતે મુસલમાનોમાંથી નિકળી ગઈ છે. મુસલમાનો ઈસ્લામી સંસ્કૃતિને ત્યજી પશ્ચિમી સંસ્કૃતિ

અપનાવવા લાગ્યા છે. લોકો કુર્આન હદીષથી બેખબર છે. ધાર્મિક જ્ઞાન પ્રત્યે કોઈ ખાસ ધ્યાન અપાતુ નથી. સદકાર્યોમાં એખ્લાસ (નિશ્છલતા)નામનો રહી ગયો છે. રીયાકારી અને પ્રદર્શને બધાજ કાર્યોમાં પગ પેસારો કરી દીધો છે. નગ્નતા અને અશ્લીલતાનુ પ્રમાણ વધી ગયું છે. બુરખો અને પડદો સ્ત્રીઓમાંથી નિકળી ગયેલ છે. ઝિના અને બળાત્કારના બનાવો વધવા લાગ્યા છે. વ્યાજનુ લેણ-દેન એક વેપાર બની ગયો છે. રૂશ્વત વગર આગળ ધપવું મુશ્કેલ થઈ ગયું છે. જુગારને લોકોએ પોતાનું મનોરંજન બનાવી લીધું છે. દારૂ લોકોના સ્વભાવમાં પ્રવેશી ગયું છે. હલાલ રોઝીની કમાણી ઘણી ઓછી થઈ ગઈ છે. હરામ માલ જ્યાં જઈ ત્યાં સહેલાઈથી પ્રાપ્ત થઈ જાય છે. ધન પ્રાપ્તીની લાલસા લોકોમાં વસી ગઈ છે. મુસલમાનો થોડાક પૈસાઓની લાલસામાં પોતાનું ઈમાન પણ વેચી મારે છે. સગાસંબંધીઓનો કોઈ ખ્યાલ રાખવામાં આવતો નથી. ઝકાત ટેક્ષ સમજીને આપવામાં આવે છે. પરસ્પરના હક્કો અને અધિકારો ત્યજી દેવામાં આવ્યા છે. પ્રત્યેક માણસ પોતાની મનેચ્છાઓ પુરી કરવા પાછળ દોડી રહ્યો છે. જુઠ બોલવુ એક કળા બની ગઈ છે. પ્રમાણિકતા પોતાના છેલ્લા શ્વાસો લઈ રહી છે. દગો, ધોકો અને ખયાનત કરવાને હોશિયારી સમજવામાં આવી રહી છે. ઈમાનદારીને મુર્ખામી ભર્યું કાર્ય ગણવામાં આવે છે. ગુનેહગારી સર્વવ્યાપી છે. દીન ઉપર ચાલનાર લોકોને ગાંડા સમજવામાં આવી રહ્યા છે. મુસલમાનોના દિલ સંપુર્ણ પલ્ટી ગયા છે. ઉલમાની વાતોનો જરાય પણ અસર થતો નથી. ઈસ્લામી ઈતિહાસ તેઓને જુઠો લાગે છે. સહાબા એ કિરામ રદીયલ્લાહુ અન્હુમના આશ્ચર્યજનક બહાદુરીના બનાવો તેમને જુઠાણું લાગે છે. મૃત્યુ પછીના જીવનમાં ખુદાની સમક્ષ બધા કાર્યોનો જવાબ

આપવાનો વિચાર જ દિલોમાંથી નિકળી ગયો છે.બસ ફકત દુનિયાને પોતાના જીવનનો હેતુ સમજી લેવામાં આવ્યો છે. ટુંકમાં એટલું જ કે કોઈ સવાર કે કોઈ સાંજ એવી નથી આવતી જેમાં ઉમ્મત ઉપર કોઈ આપત્તી કે કોઈ ફિત્નો ન આવતો હોય, પરિસ્થિતિ એટલી હદ સુધી વણસી ગઈ છે કે દીન ઉપર ચાલવુ હાથમાં અંગારા રાખવા સમાન થઈ ગયું છે. આ છે મુસલમાનોની સામાજીક પરિસ્થિતિ!!

## ★ રાજનૈતિક પરિસ્થિતિ

રાજનૈતિક ક્ષેત્રે ઈસ્લામી દુનિયા ઉપર જે જે આપત્તીઓ આવી છે. એ તો સૌથી ખતરનાક છે. મુસલમાનોની એકતા છિન્ન-ભિન્ન કરી દેવામાં આવી છે. સાડાતેરસો વરસથી ચાલતા ઈસ્લામી શાસનને અસ્તવ્યસ્ત કરી દેવામાં આવ્યું, ઈસ્લામી દુનિયાના પચાસ ટુકડાઓ કરી દેવામાં આવ્યા, દારૂલઈસ્લામ (ઈસ્લામી શાસનવારો દેશ) અને દારૂલહર્બ (ગેરઈસ્લામી શાસનવાળો દેશ) વચ્ચેનો તફાવત ખત્મ થઈ ગયો. બુખારા અને સમરકંદ કોમ્યુનિસ્ટોના હાથમાં ચાલ્યા ગયા, અફઘાનિસ્તાન ઉપર લાલરંગના વરૂઓ ત્રાટકી પડયા, બોસ્નિયા ઉપર ઈસાઈઓએ દારૂગોળાની વર્ષા વર્સાવી, ચેચેન્યામાં ખુનથી હોળી રમવામાં આવી, બયતુલ મુકદ્દસ આપણી પાસેથી ઝુંટવી લેવામાં આવ્યું. યહુદીઓએ ફલસ્તીન પર કબજો જમાવી દીધો.ઈરાકને તારાજ કરી દેવામાં આવ્યું. લિબીયા અને સિરિયાને આતંકવાદી રાષ્ટ્રો સમજવામાં આવ્યા,એશિયાખંડના મુસ્લિમ રાષ્ટ્રો ઉપર યહુદીઓ અને ઈસાઈઓએ સત્તા જમાવી દીધી કે તેઓની ઈચ્છા પ્રમાણે મુસ્લિમ રાષ્ટ્રોના વડાપ્રધાનો કામ કરે છે. સુડાનને ચારેય બાજુથી ઘેરી લેવામાં આવ્યું છે. હવે તેઓ ઈરાન અને

પાકિસ્તાન તરફ ભુખ્યા વાઘની જેમ જોઇ રહ્યા છે. યુ.એન.ઓ.એ આરબોને પોતાના ગુલામ બનાવી લીધા છે. આપણા રાષ્ટ્રોમાંથી નિકળતા તેલની કિંમતો નક્કી કરવાનો હક અમેરીકાને પ્રાપ્ત છે. મુસલમાનોની બધી સંપત્તિ ધીમે ધીમે યુરોપિયન બેંકોના કબ્જામાં પહોંચી રહી છે. અરબમાં યહુદી અને ઈસાઈઓના લશ્કરો સજ્જ થઈ બેઠા છે.પછી ઈઝરાઈલથી અમુક અરબ બાદશાહો સંબંધોની ભીખ માંગી રહ્યા છે.પશ્ચિમી રાષ્ટ્રોને ખુશ રાખવા માટે મુસ્લિમ રાષ્ટ્રો બધુંજ કરવા તૈયાર છે. તેઓને ખુશ કરવા માટે રાજકારણને ધર્મથી અલગ કરી દેવામાં આવ્યું, સેક્યુલારીઝમ અને લોકશાહીને ઈસ્લામનો કાયદો બનાવી દેવામાં આવ્યો. ઉલમા પાસેથી આગેવાની ઝુંટવી લેવામાં આવી. સરકારી હોદ્દાઓ ઉપર નાસ્તિકો બિરાજમાન થઈ ગયા. અમુક રાષ્ટ્રોમાં ધાર્મિક જ્ઞાન પ્રાપ્તિ પર પ્રતિબંધ લગાવી દેવામાં આવ્યો. પરંતુ નાસ્તિકતાની ખુલ્લે આમ તાલીમ આપવામાં આવી રહી છે. ધાર્મિક વિશેષતાઓ નષ્ટ કરવામાં આવી રહી છે. શૈક્ષણિક કોર્ષના પુસ્તકોનું સંપાદન યહુદીઓ કરે છે. કોર્ષના પુસ્તકોમાંથી ધીરે ધીરે ઈસ્લામી જ્ઞાન કાઢી ઈસ્લામધર્મ વિશે જુઠાણું ફેલાવવામાં આવી રહ્યું છે. કેટલાક રાષ્ટ્રોમાં યહુદી અને ઈસાઈઓ વિરૂદ્ધ બોલવું ગુનો છે. જ્યારે અમુક દેશોમાં જુમ્આના દિવસે ખુત્બામાં યહુદીઓ અને ઈસાઈઓ ઉપર લાનતની દુઆ કરવા પર રોક લગાવી દેવામાં આવી.અને જે લોકો ઈસ્લામી રાષ્ટ્રોમાં ન્યાયિક ઈસ્લામી શાસનની પ્રસ્થાપના કરવા ઈચ્છે છે તેઓને ફાંસીના માંચડે ચઢાવી દેવામાં આવે છે.

જ્યારે ઘરમાં જ ઈસ્લામની આ દુર્દશા છે તો બાહ્ય જગતમાં ઈસ્લામ સાથે જે કાંઈ થતું હોય તે ઓછું છે. આ ભેદભાવ અને ખળભળાટને લઈ શત્રુઓના દિલોમાંથી આપણો ઐતિહાસિક

દબદબો અને ધાક નિકળી ગઈ છે. જ્યારે ઈસ્લામી શાસન હતું ત્યારે દુશ્મનો મુસ્લિમો વિરૂદ્ધ એક ડગ ભરતા પણ ઘણું વિચારતા હતા, કેમ કે તે સમયે મુસલમાનો ઘણાં જ સ્વાભિમાન અને બાગૈરત હતા. હજ્જાજ બિન યુસુફ જેવા નિર્દયી ગવર્નરે પણ એક મુસલમાન બહેનની મદદ માટે અરબથી આવી સિંધ ઉપર આક્રમણ કરી દીધું હતું અને એક મુસ્લિમ બહેન ઉપર થયેલ અત્યાચારનો બદલો લેવા માટે આખું લશ્કર મોકલી દીધું હતું પરંતુ હવે ....હવે..... આપણા રક્ષકો કબ્રસ્તાનમાં સુઈ ગયા અને દુશ્મનો નીડર થઈ જેમ મન ફાવે તેમ મુસલમાનોના ખુનની હોળી રમે છે.

હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું હતું કે એક સમય એવો આવશે કે જ્યારે દુશ્મનો તમારો નાશ કરવા માટે એકબીજાને એવી રીતે બોલાવશે જેવી રીતે ભુખ્યા લોકોને ખાવા માટે દસ્તરખાન પર બોલાવવામાં આવે છે. સહાબા રદિયલ્લાહુ અન્હુમે પ્રશ્ન કર્યો શું તે સમયે અમારી સંખ્યા ઓછી હશે? આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું નહી! તે સમયે તમારી સંખ્યા ઓછી નહી હોય તમારી સંખ્યા ઘણી હશે, પરંતુ તમે લોકો પાણીની વહેણ ઉપર જામેલા ફીણ જેવા કમજોર થઈ જશો અને દુશ્મનોના દિલોમાંથી તમારો ડર નિકળી જશે અને તમે લોકો 'વહન' ના શિકાર થઈ જશો. એક માણસે પ્રશ્ન પુછયો 'વહન' શું છે? એ અલ્લાહના રસૂલ! આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફર્માવ્યું તે દુનિયાની મુહબ્બત અને મોતથી નફરત, (અર્થાત આ બે બીમારીઓ તમારા અંદર પ્રવેશી જશે તો આ પરિસ્થિતિ સર્જાશે. (અબુ દાઉદ ભાગ:૪, પેજ ૧૧૧, હદીષ નં. ૪૨૯૭)

આજે તે સમય આવી ચુકયો છે અને બધા દ્રષ્યોને આપણે

પોતાની આંખે નિહાળી રહ્યા છીએ કે ઈસ્લામ ધર્મના માનવાવાળાઓ કષ્ટોથી એટલા પીડાઈ રહ્યા છે કે ઈસ્લામના શાસકો પોતાના રક્ષણ માટે અમેરીકાની સી.આઈ.એ. અને ઈઝરાઈલની મોસાદની મદદની ભીખ માંગી રહ્યા છે. આ ઈસ્લામ ઉપર આવેલી પડતીનો અંત છે. અને જે થોડી ઘણી કસર બાકી છે તે ઈમામ મહેદી ના જાહેર થવા સુધી પુરી થઈ જશે.

## ★ ખાસ ઘટનાઓ

ઈમામ મહેદીના જાહેર થવાની નિશાનીઓમાં અમુક નિશાનીઓ એવી છે જે ખાસ ઘટનાઓના સ્વરૂપમાં જાહેર થશે. આ ઘટનાઓના ઘટવાના થોડા સમય પછી જ ઈમામ મહદી જાહેર થઈ જશે, પરંતુ આ ઘટનાઓનું વર્ણન કરતાં પહેલા એ વાતની સ્પષ્ટા કરવી અત્યંત જરૂરી છે કે કુર્આન અને હદીષમાં ભુતકાળ અને ભવિષ્ય ની જેટલી ઘટનાઓનું વર્ણન કરવામાં આવ્યું છે તે ઘટનાઓનું વર્ણન ન તો વિગતવાર કરવામાં આવ્યું છે અને ન તો તે ઘટનાઓને ક્રમવાર લખવામાં આવી છે. પરંતુ અલગ-અલગ ટુકડાઓના સ્વરૂપમાં જેમ જેમ જરૂરત પડતી તેમ તેમ વર્ણવામાં આવી છે. એવી જ રીતે ઈમામ મહદીના જાહેર થવાના પહેલા અને બાદની ઘટનાઓનો ઉલ્લેખ પણ આવા જ ટુકડાઓના સ્વરૂપમાં કરવામાં આવ્યો છે. હવે આ ટુકડાઓને જોડી ઘટનાઓનાં ઉલ્લેખ ક્રમવાર કરવામાં આવે છે. **પરંતુ એટલું યાદ રાખવામાં આવે કે ઘટનાઓનો ઉલ્લેખ તો અહાદીષમાં કરવામાં આવ્યો છે, પરંતુ તેમની ક્રમસર ગોઠવણી અહીંયા અંદાજાથી કરવામાં આવી છે.** માટે કાલ ઉઠી ઈમામ મહદી જાહેર થાય અને ઘટનાઓ અહીંયા વર્ણવેલ ક્રમ પ્રમાણે ના ઘટે તો અમારી ઉપર કોઈ વાંધો ઉઠાવવામાં ન આવે.

## (૧) ઈરાક, સિરિયા અને ઈજિપ્ત પર આર્થિક પ્રતિબંધ

ઈમામ મહદીના જાહેર થવાના પુર્વે જે ઘટનાઓ ઘટશે એમા સૌ પ્રથમ ઘટના આ છે કે ઈરાક, સિરિયા અને ઈજીપ્ત ઉપર આર્થિક પ્રતિબંધ લાદવામાં આવશે. હદીષ શરીફમાં છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું કે ઈરાકમાં રૂપિયા અને અનાજની આયાત ઉપર પ્રતિબંધ લાદવામાં આવશે. એના પછી સિરિયા ઉપર પણ આવી જ રીતે આર્થિક પ્રતિબંધ લગાવી દેવામાં આવશે. અને આ બંને પછી ઈજીપ્ત ઉપર પણ પ્રતિબંધ લગાવી દેવામાં આવશે અને તમે ભુતકાળ તરફ વળી જશો (અર્થાત પહેલાની જેમ કમજોર થઈ જશો અને મજબુરી અને કમજોરી તમારી કિસ્મત બની જશે) હઝરત અબુહુરૈરા રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે અબુહુરૈરાની નસે નસ આ વાતની ગવાહી આપે છે. (મુસ્લિમ શરીફ:ભાગ-૪, પેજ-૨૨૨૦,હદીષ નં.-૨૮૨૬)

આવા જ અર્થ(મફહૂમ)ની એક હદીષ હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ(રદિયલ્લાહુ અન્હુ)થી મરવી છે અબુનઝરા કહે છે કે અમો એક વખત હઝરત જાબિર(રદિયલ્લાહુ અન્હુ) પાસે બેઠા હતા તો તેઓએ ફરમાવ્યું કે તે સમય નજીક છે કે સિરિયાવાળાઓ પાસે દીનાર અને અનાજ લાવી શકાશે નહી (દીનાર અર્થાત રૂપિયા અને અનાજ લાવવા પર પ્રતિબંધ લગાવી દેવામાં આવશે) અમોએ પુછયુ આ પ્રતિબંધ કયા લોકો તરફથી લગાવવામાં આવશે? તેઓએ ફરમાવ્યું કે આ પ્રતિબંધ રોમન લોકો તરફથી લગાવવામાં આવશે. પછી હઝરત જાબિર(રદિયલ્લાહુ અન્હુ) એ ફરમાવ્યું આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ફરમાવ્યું છે કે મારી ઉમ્મતના અંતિમ સમયમાં એક બાદશાહ(ઈમામ મહદી) આવશે

જે લોકોને ખોબા ભરીને માલ અર્પણ કરશે અને ગણત્રી પણ નહી કરે કે કેટલો માલ આપ્યો. (મુસ્લિમ શરીફ: ભાગ-૪, પેજ-૨૨૩૪, હદીષ નં.-૨૯૧૩)

આવા જ અર્થની એક હદીષ અલ મુસ્તદરક નામક પુસ્તક માં છે.

હઝરત જાબિર રદીયલ્લાહુ અન્હુએ ફરમાવ્યું કે તે સમય નજીક છે જ્યારે ઈરાકમાં દિરહમ (રૂપિયા) અને અનાજ નહી આવી શકે. લોકોએ પુછયું કોણ પ્રતિબંધ લગાવશે? ઉત્તર આપ્યો અજમી (બિનઆરબ) લોકો તરફથી પ્રતિબંધ લગાવવામાં આવશે. પછી હઝરત જાબિર રદી. થોડીક વાર ચુપ રહ્યા અને ફરમાવ્યું કે સિરિયાવાળાઓ ઉપર પણ પ્રતિબંધ લાદવામાં આવશે. કોઈએ પ્રશ્ન પુછયો કયા લોકો તરફથી પ્રતિબંધ લગાવવામાં આવશે? ઉત્તર આપ્યો રોમન લોકો તરફથી પ્રતિબંધ લગાવવામાં આવશે. પછી હઝરત જાબિર રદી.એ કહ્યું કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે કે મારી ઉમ્મતમાં એક બાદશાહ (ઈમામ મહદી) અંતિમ સમયમાં આવશે જેઓ લોકોને ગણ્યા વગર ખોબા ભરીને માલ આપશે. વધુમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે તે જાતની કસમ જેના કબ્જામાં મારા પ્રાણ છે ઈસ્લામ પોતાના ભુતકાળ તરફ વળી જશે. ઈમાન મદીનામાં થઇ જશે. (અર્થાત સાચા મુસલમાનો મદીનામાં આવી જશે.) જેવી રીતે કે ઈમાનની શરૂઆત મદીનાથી થઇ હતી, અહીંયા સુધી ઈમાન આખું મદીનામાં જ થઇ જશે. પછી આપ સલ્લલ્લલાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું જ્યારે પણ કોઈ માણસ મદીનાથી બેરગ્બત થઈ નિકળશે, અલ્લાહ તઆલા તેનાથી શ્રેષ્ઠ માણસને ત્યાં વસાવી દેશે, છેલ્લા યુગમાં મદીનાના અમુક લોકો સાંભળશે કે ફલાણી જગ્યાએ સસ્તાઈ મોંઘવારી છે અને ખેતી પુષ્કળ પ્રમાણમાં થાય છે તો તેઓ મદીના છોડી ત્યાં ચાલ્યા જશે. વાસ્તવમાં તેઓ માટે

મદીનામાં રહેવું જ લાભદાયક હશે. કાશ કે તેઓ આ વાતને જાણી લે. (મુસ્તદરક : ભાગ-૪, પેજ-૫૦૧, હદીષ નં.-૮૪૦૦)

મુસ્લિમ શરીફ અને મુસ્તદરકની આ ત્રણેય રીવાયતોમાં આ વાતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે રોમન અને બિન આરબ લોકો એકાંતરે ઈરાક, સિરિયા અને ઈજીપ્ત ઉપર આર્થિક પ્રતિબંધ લગાવશે. ઈતિહાસ પોતાને પલટાવશે અને ઈસ્લામ ભુતકાળની જેમ ફરી મદીનામાં મર્યાદિત થઈ જશે અને તેના થોડાક જ સમય પછી ઈમામ મહદી જાહેર થશે.

વાચક મિત્રો! ચૌદસો વર્ષ પુર્વે જે વાતની આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ખબર આપી હતી એ વાતની પહેલી કડી આપણે આપણી નરી આંખોથી જોઈ રહ્યા છે. કે ખાડી યુદ્ધ થતા જ ઈરાક ઉપર આર્થિક પ્રતિબંધ લગાવી દેવામાં આવ્યો, તેના પછી હવે સિરિયાનો વારો છે. જેને પહેલાથી જ આંતકવાદી રાષ્ટ્ર જાહેર કરી દેવામાં આવ્યું છે. વર્તમાન પરિસ્થિતિ બતાવી રહી છે કે ઈરાક ની જેમ ગોલાન ની પર્વત માળાના આ શક્તિશાળી દાવેદાર ને પણ પશ્ચિમ જલ્દી સબક શિખાડવા માંગે છે, જેથી આરબોની આ બીજી તાકત પણ નષ્ટ થઈ જાય અને તેના પછી ઈસ્લામી ઝુંબેશોના મુખ્ય મથક અને ત્રીજા શક્તિશાળી રાષ્ટ્ર ઈજીપ્તને પણ ઘેરી લેવામાં આવે, વર્તમાન પરિસ્થિતિ બતાવી રહી છે કે ભવિષ્યમાં તેણી ઉપર પણ પ્રતિબંધ લગાવી દેવામાં આવશે.

આ રાષ્ટ્રો ઉપર પ્રતિબંધ લગાવનારાઓને અહાદીષમાં રોમન અને અજમી(બિન આરબ) કહેવામાં આવ્યા છે. અજમી તો અરબ સિવાયના લોકોને કહેવામાં આવે છે, જેમા કાફિરો અને મુશ્રિકોનો સમાવેશ થઈ જાય છે. જયારે બીજો શબ્દ રૂમી છે આનાથી મુરાદ ઉલમાના મત મુજબ યુરોપીયન ઈસાઈઓ છે કે

જે અમેરીકા, ફ્રાંસ અને બ્રિટનના સ્વરૂપમાં આજે આ કાર્યો કરી રહ્યા છે.

## ★ સોના ના પર્વતનું જાહેર થવું

ઈમામ મહદીના જાહેર થવા પહેલાના બનાવોમાં બીજો બનાવ સોનાના પર્વતનું જાહેર થવાનો છે. જે ફુરાતની નદીના તળીયેથી નિકળશે અને તેના ઉપર કબ્જા માટે આરબ અને બિન આરબ વચ્ચે ખુંખાર યુદ્ધ થશે. હઝરત અબુ હુરૈરા(રદિયલ્લાહુ અન્હુ) થી મરવી છે કે અલ્લાહના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું તે સમય વધારે દુર નથી જયારે ફુરાતની નદીમાંથી એક સોનાનો પર્વત જાહેર થશે જયારે લોકોને તેના વિશે જાણ થશે તો લોકો તેને પ્રાપ્ત કરવા યુદ્ધ કરશે, અને આ યુદ્ધ માં ૯૯ ટકા લોકો માર્યા જશે, દરેક માણસ એમ વિચારી યુદ્ધમાં ઉતરશે કે કદાચ હું બચી જઈશ. (મુસ્લિમ: ભાગ-૪, પેજ-૨૨૧૯, હદીષ નં.-૨૮૯૪)

મુસ્લિમ શરીફમાં આવી ઘણી હદીષોનું વર્ણન કરવામાં આવ્યું છે જેમા સોનાના પર્વતનું જાહેર થવું, ખુંખાર યુદ્ધ વગેરેનું વર્ણન કરવામાં આવ્યું છે, પરંતુ કયા લોકો વચ્ચે આ યુદ્ધ થશે તેનું કોઈ વર્ણન કરવામાં આવ્યું નથી. ઈબ્ને માજાની રિવાયતથી આપણને આ પ્રશ્નનો ઉત્તર પણ મળે છે.

હઝરત ષવબાન(રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે રસૂલુલ્લાહ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું કે તમારા ખજાનાની પાસે ત્રણ લોકો યુદ્ધ કરશે અને આ ત્રણેય લોકો કોઈ બાદશાહના છોકરાઓ હશે પરંતુ આ ખજાનો ત્રણેય માંથી કોઈને પ્રાપ્ત નહી થાય. પછી પૂર્વ તરફથી કાળા ઝંડાઓ જાહેર થશે અને તેઓ તમારી સાથે એટલું ખુંખાર યુદ્ધ કરશે કે આવુ ખુંખાર યુદ્ધ

તમારા થી કોઈએ નહી કર્યું હોય. હઝરત ષવબાન(રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે પછી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ કોઈ વાત કરી તે મને યાદ ન રહી, પછી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું કે જયારે તમે તેણે જુઓ તો તરતજ બયઅત કરી લેજો જો તમોને આ બાદશાહ પાસે આવવા માટે બરફ ઉપર ઘસડાઈને આવવું પડે. કેમ કે તેઓ વાસ્તવમાં અલ્લાહનાં ખલીફા મહદી હશે. (ઈબ્ને માજા : ભાગ-૨, પેજ નં.-૧૩૬૭, હદીષ નં.-૪૦૮૪)

નોંધ:- આ હદીષનો અર્થ એ નથી કે યુદ્ધના સમયે ઈમામ મહદી ત્યાં જાહેર થશે બલ્કે આ ઘટના પછી તેઓ જાહેર થશે કેમકે તેઓના જાહેર થવાનું સ્થળ તો મક્કા છે. (મિરકાત)

આ બન્ને હદીષોથી એ વાત સ્પષ્ટ થાય છે કે શરૂઆતમાં સોના ના પર્વતને લઈ ત્રણ બાદશાહોના છોકરાઓ વચ્ચે લડાઈ થશે, પછી પૂર્વ તરફના કાળા ઝંડાઓવાળા લોકો ભયાનક યુદ્ધ કરશે આ ભયાનક ખુના મરકી પછી ઈમામ મહદી જાહેર થશે.

## ★ મુસલમાનો અને ઈસાઈઓ વચ્ચે એકતા

ત્રીજી ઘટના ઈમામ મહદીના જાહેર થવા પૂર્વ એ છે કે મુસલમાનો અને ઈસાઈઓ વચ્ચે એકતા થઈ જશે અને બન્ને મળી પોતાના દુશ્મનોથી યુદ્ધ લડશે. બુખારી શરીફમાં હદીષ છે કે

હઝરત ઔફ બિન માલિક(રદિ.)થી રિવાયત છે કે હું ગઝવએ તબૂકમાં નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે ગયો. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ચામડાના એક તંબુમાં હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે કયામતથી પહેલા છ ઘટનાઓ ઘટવાની છે. (૧) મારૂ મૃત્યુ (૨) બયતુલ

મુકદ્દસ ઉપર વિજય (૩) વ્યાપક રોગચાળાથી ઘણા લોકો મૃત્યુ પામશે, જેવી રીતે બકરીઓમાં વ્યાપક રોગચાળો ફેલાય છે. (૪) લોકો પાસે માલ એટલો હશે કે કોઈ માણસને સો દીનાર આપવામાં આવશે તો પણ તેણે ખુશી નહી થાય (વર્તમાન સમય માં એક દીનાર બરાબર ૪ ગ્રામ અને ૩૭૪ મી.લી ગ્રામ સોનું થાય છે. આ પ્રમાણે સો દીનાર બરાબર ૩૭.૫ તોલા સોનુ બને છે) (૫) ફિત્ના-ફસાદના પ્રવેશથી અરબનું કોઈ પણ ઘર બાકી નહી રહે. (૬) તમારી અને ઈસાઈઓ વચ્ચે મિત્રતા અને સમાધાન થઈ જશે. પરંતુ તેઓ દગાખોરી કરશે અને ૮૦ ઝંડાઓ લઈ તમારી ઉપર આક્રમણ કરશે. પ્રત્યેક ઝંડાની નીચે બાર હજારનું લશ્કર હશે (આ મુજબ ઈસાઈઓની કુલ સંખ્યા નવ લાખ સાઈઠ હજાર હશે. ૮૦×૧૨=૯,૬૦,૦૦૦) (બુખારી શરીફ: ભાગ-૪, પેજ-૧૦૧, હદીષ નં.-૩૧૭૬)

મિત્રતા અને સમાધાન પછી તેઓ દગાખોરી કયાં કારણથી કરશે અને બધા જ ઈસાઈઓ મુસલમાનોથી લડવા માટે કેમ તૈયાર થઈ જશે? આ પ્રશ્નનો ઉત્તર એક હદીષથી મળે છે.

હઝરત ઝીમિખબર રદિયલ્લાહુ અન્હુથી મરવી છે કે તેઓ કહે છે કે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી સાંભળ્યું કે તમો રોમન લોકોથી પાકા પાયાનું સમાધાન કરશો અને તમો બંને મળી પોતાના દુશ્મનોથી યુદ્ધ કરશો અને તમોને વિજય પ્રાપ્ત થશે અને માલે ગનીમત પણ હાથ લાગશે. અહીયા સુધી કે તમો અને ઈસાઈઓ એક ઉંચી અને હરિયાળી જગ્યાએ (આરામ લેવા માટે) ઉતરશો તો એક ઈસાઈ ક્રોસ (સલીબ) ઉઠાવી કહેશે કે ક્રોસ ની જય હો, આ સાંભળી એક મુસલમાન ક્રોધિત થઈ ક્રોસને તોડી પાડશે. આ જોઈ ઈસાઈઓ દગાખોરી કરશે અને એક મોટા યુદ્ધ

માટે તેઓ એકત્રિત થઈ જશે. (અબુ દાવુદ: ભાગ-૪, પેજ-૧૦૯, હદીષ નં.-૪૨૯૨)

શાહ રફીઉદ્દીન મુહદ્દિસ(રહ) લખે છે કે મુસલમાનોનું સમાધાન ઈસાઈઓની ફકત એક પાર્ટી સાથે થશે. મુસલમાનો અને આ ઈસાઈઓ મળી ઈસાઈઓની બીજી પાર્ટી સાથે યુદ્ધ કરશે, જેઓએ ઈસ્તંબુલ ઉપર કબ્જો કરી લીધો હશે. પરંતુ હવે ક્રોસના અપમાનને લઈ ઈસાઈઓ ફરી એકત્રિત થઈ જશે અને મુસલમાનો સાથે થયેલું સમાધાન તુટી જશે. બન્ને લશ્કરોમાં યુદ્ધ છેડાઈ જશે છેલ્લે ઈસ્લામી બાદશાહ શહીદ થઈ જશે અને ઈસાઈઓ સિરિયા ઉપર કબ્જો જમાવી લેશે અને પોતાનું શાસન ખૈબર સુધી પ્રસ્થાપિત કરી દેશે. પરિણામે મુસલમાનોનું બચી ગયેલ લશ્કર મદીનામાં પરત આવી જશે અને આવા સંકટ સમયમાં મુસલમાનો ઈમામ મહદીની તપાસ શરૂ કરી દેશે.

## ★ સુફિયાનીનું નિકળવું

ચોથી ઘટના સુફિયાની નામક માણસના નિકળવાની છે. જે દિમશ્ક(Damascus)ના રણપ્રદેશથી નિકળીને આરબના દ્વીપમાં ફિત્નો-ફસાદ ફેલાવશે.

હઝરત અબુ હુરૈરા(રદી) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે દિમશ્કના રણ પ્રદેશથી એક માણસ નિકળશે, જેને સુફિયાની કહેવામાં આવશે. એના અનુયાયીઓમાં વધારે પડતા કલ્બ કુટુંબના સભ્યો હશે. તે સ્ત્રીઓના પેટો ફાડી બાળકોને કતલ કરી દેશે. તેનો મુકાબલો કરવા માટે કૈસ કુટુંબના સભ્યો ભેગા થશે. પરંતુ તેઓ પરાજિત થઈ જશે અને સુફિયાની તેઓનો એવી રીતે કતલે આમ કરશે કે તેમની લાશોથી કોઈ મેદાન ખાલી નહી રહે. (મુસ્તદરક : ભાગ-

૪, પેજ-૫૬૫, હદીષ નં.-૮૫૮૬)

કલ્બ કુટુંબના સભ્યો સુફિયાનીનો સહકાર કેમ કરશે? અબુ દાવુદ ની એક હદીષમાં આ વાતનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. સુફિયાની કુરૈશ ખાનદાનનો સભ્ય હશે, પરંતુ તેનું મૌસાળ (નનીહાલ) કલ્બ ખાનદાનમાં હશે. (અબુ દાવુદઃ ભાગ-૪, પેજ- ૧૦૭, હદીષ નં. ૪૨૮૬) આ રિશ્તેદારીને લઈ કલ્બ કુટુંબના સભ્યો સુફિયાનીની મદદ કરશે.

## ★ સન્માનીય વડીલની શહાદત

પાંચમી ઘટના ઈમામ મહદીના જાહેર થવા પુર્વે સન્માનીય વડીલની શહાદત છે. હઝરત મુજાહીદ એક સહાબી(રદી) થી નકલ કરે છે કે તેઓએ ફરમાવ્યું કે નફસે ઝકીય્યહ (અર્થાત પવિત્ર સન્માનીય વડીલ)ની શહાદત થયા પછી તરતજ ઈમામ મહદી જાહેર થઈ જશે. જયારે તેઓ શહીદ થશે તો ધરતી અને આકાશવાળા પોતાનો ક્રોધ જાહેર કરશે, પછી લોકો ઈમામ મહદી પાસે આવશે અને તેઓને એવી રીતે શણગારશે (અર્થાત તૈયાર કરશે) જેવી રીતે દુલ્હનને શણગારી પહેલી રાત્રે તેના પતિ પાસે મોકલવામાં આવે છે. તેઓ દુનિયાને ન્યાય થી ભરી દેશે. જમીન પોતાની બધીજ ખેતી ઉગાવશે અને આસ્માનથી પુષ્કળ પ્રમાણમાં વરસાદ વરસશે અને તેઓના સમયમાં ઉમ્મત એટલી ખુશહાલ અને ચિંતામુકત થઈ જશે કે એટલી ખુશહાલ કયારેય નહી થઈ હોય. (મુસન્નફ ઈબ્ને અબી શયબાઃ ભાગ-૭, પેજ-૫૧૪, હદીષ નં. ૩૭૬૫૩)

## ★ સિરિયા ઉપર ઈસાઈઓનું આક્રમણ

સિરિયા ઉપર ઈસાઈઓનો કબ્જો થઈ જશે અને તેઓ

મક્કા-મદીના ઉપર આક્રમણ કરવા માટે સિરિયાના શહેર આમાક અથવા દાબિકમાં પોતાનું લશ્કર ઉતારી દેશે.

હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે કયામત ત્યાં સુધી નહી આવે જયાં સુધી રૂમી(યુરોપી ઈસાઈઓ) આમાક અથવા દાબિકમાં પોતાનું લશ્કર ના ઉતારી દે. એ લશ્કરથી મુકાબલો કરવા માટે (ઈમામ મહદીની આગેવાનીમાં) મદીનાથી એક લશ્કર ચાલશે જે દુનિયાનું સર્વ શ્રેષ્ઠ લશ્કર હશે. (મુસ્લિમ શરીફ : ભાગ-૪, પેજ-૨૨૨૧, હદીષ નં.-૨૮૯૭)

## ★ મિનામાં ખુના મરકી

સાતમી ઘટના ઈમામ મહદીના જાહેર થવા પૂર્વે મિનામાં ખુના મરકીની ઘટના છે. હજ્જનો સમય હશે હાજીઓ મિનામાં હશે અચાનક હાજીઓ વચ્ચે લડાઈ થઈ જશે, ખાનદાનો ભડકી ઉઠશે, ખુબજ ખુના મરકી અને ખુંખાર લડાઈ થશે. અહીંયા સુધી કે જમરએ અકબા (મોટા શેતાનનો સ્તંભ)લોહી થી તર-બતર થઈ જશે. પછી મક્કા વાસીઓ ઈમામ મહદીની શોધમાં લાગી જશે. (મુસ્તદરક : ભાગ-૪, પેજ-૫૦૩, હદીષ નં. -૮૫૩૭)
નોંધ : આ હદીષની સનદ કમજોર છે.

## ★ આરબ બાદશાહનું મૃત્યુ

સૌથી છેલ્લી ઘટના ઈમામ મહદીના આગમન પૂર્વે આરબના બાદશાહનું મૃત્યુ છે. આ બાદશાહનું મૃત્યુ ઈમામ મહદીના જાહેર થવાના થોડાક જ સમય પહેલા થશે. મૃત્યુ પછી તરતજ ઈમામ મહદી જાહેર થઈ જશે.

હુઝુર(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું કે એક બાદશાહના અવસાન પર (મદીનામાં) લોકોમાં મતભેદ થશે (કે

બાદશાહ તરીકે કોની નિમણુંક કરવામા આવે?)મદીના વાસીઓમાંથી એક માણસ (ઈમામ મહદી) મદીનાથી નિકળી મક્કા ચાલ્યા જશે (કે કયાંક મને લોકો બાદશાહ ન બનાવી દે) મક્કાના અમુક રહેવાસીઓ (તેમને ઓળખી)તેમની પાસે આવશે અને તેઓને વિનંતી પૂર્વક તેમના નિવાસ સ્થાનેથી બહાર કાઢી હજરે અસ્વદ અને મકામે ઈબ્રાહીમની વચ્ચે તેમના હાથ ઉપર બયઅત કરશે. (અબુ દાવુદ : ભાગ-૪, પેજ-૧૦૭, હદીષ નં.-૪૨૮૬)

આ તે આઠ ઘટનાઓનો ક્રમવાર ઉલ્લેખ કરવામાં આવ્યો કે જે ઘટનાઓ ઈમામ મહદીના જાહેર થવા પુર્વે દુનિયામાં ઘટશે. આના સિવાય ઘણી બધી ઘટનાઓનો ઉલ્લેખ પુસ્તકોમાં કરવામાં આવ્યો છે. આ ઘટનાઓનો અમો ઈન્કાર તો નથી કરતા પરંતુ એ ઘટનાઓનો ઉલ્લેખ જે સનદોથી કરવામાં આવ્યો છે તે સનદો પાકા પાયાની નથી. ઉદાહરણ સ્વરૂપે અહિંયા અમુક રિવાયતોનો ઉલ્લેખ કરવામાં આવે છે. (૧) મિનામાં હાજીઓની ખુનામરકી પછી દુનિયાના અલગ અલગ સ્થળના ઉલમા ઈમામ મહદીને શોધમાં મક્કા પહોંચશે અને બધા મળીને તકેઓને શોધી કાઢશે. પરંતુ ઈમામ મહદી છુપી રીતે મદીના ચાલ્યા જશે. આ ઉલમાને જ્યારે ખબર પડશે તો તેઓ પણ ઈમામ મહદીનો પીછો કરતા મદીના પહોંચશે. તો ઈમામ મહદી મદીનાથી નિકળી ફરી મક્કામાં આવી જશે. આ પ્રમાણે ત્રણ વખત થશે. છેલ્લે આ ઉલમા તેઓના હાથ ઉપર હજરે અસ્વદ અને મકામે ઈબ્રાહીમની વચ્ચે બયઅત કરશે. (૨) ઈમામ મહદી હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઝંડો, તલવાર અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઝભ્ભો લઈ જાહેર થશે. (૩) તેઓના હાથ ઉપર બયઅતના સમયે આસ્માનથી અવાજ આવશે ''આ અલ્લાહના ખલીફા ઈમામ મહદી છે તેઓની વાત માનો.''

અને તેમની ઉપર વાદળનો એક ટુકડો છાંયડો કરશે અને તે વાદળના ટુકડામાંથી એક હાથ નિકળશે અને ઈમામ મહદી તરફ ઈશારો કરશે. (૪) ઈમામ મહદી મુહર્રમ મહીનામાં આશુરાના દિવસે જાહેર થશે. (૫) ઈમામ મહદીના જાહેર થવાના વર્ષમાં રમઝાનની પહેલી તારીખે ચંદ્ર ગ્રહણ થશે અને ૧૫મી તારીખે સુર્ય ગ્રહણ થશે અને ફરી ચંદ્ર ગ્રહણ થશે. નોંધ: ઉપર વર્ણવેલ પાંચેય રીવાયતો પાકા પાયાની સનદોથી મરવી નથી.

ઈમામ મહદીના જાહેર થવા પહેલા સૌથી છેલ્લી ઘટના આરબ બાદશાહના મૃત્યુની હશે. અને તેમની જગ્યાએ બીજા બાદશાહની નિમણુંકને લઈ મદીનામાં મુસલમાનો વચ્ચે મતભેદ સર્જાશે. આ બાદશાહનું અવસાન થતાં જ ઉમ્મત પર આપત્તિઓના એવા વાદળો છવાઈ જશે કે બીજી જગ્યાઓની રક્ષા કરવી તો દુર રહી પોતે મક્કા-મદીનાને બચાવવુ મુશ્કેલ થઈ જશે. એક બાજુ ઈસાઈઓ મદીના ઉપર છેલ્લુ આક્રમણ કરવાના હેતુથી આમાક અથવા દાબિકમાં એકત્રિત થઈ પ્લાનો બનાવી રહ્યા હશે જ્યારે બીજી બાજુ સુફિયાનીનું લશ્કર આરબ ઉપર ખુંખાર ચઢાઈ કરવા માટે તૈયાર હશે. ત્રીજી તરફ યહુદીઓ ઈસ્લામ અને મુસલમાનોને નષ્ટ કરવા માટે પોતાની બધીજ તાકતોનો ઉપયોગ કરવા માટે સજ્જ થઈ જશે. તે સમયે મુસલમાનો પાસે લડાઈનો કોઈ સામાન નહી હોય આ સમયે મુસલમાનો માટે ઈતિહાસનો સૌથી ખતરનાક સમય હશે. આવા સંકટ સમયમાં મુસલમાનો રાહ જોતા હશે કે ઈમામ મહદી જાહેર થઈ સત્તા પોતાના હાથમાં લઈ મુસલમાનોને આવા કપળા સમયમાંથી બહાર કાઢે.

ઈમામ મહદી તે સમયે પોતાની માતૃભુમિ મદીના મુનવ્વરામાં હશે અને અલ્લાહતઆલા એક જ રાતમાં તેઓમાં એ લાયકાત પેદા કરી દેશે કે તેઓ મુસલમાનોના ખલીફા બની શકે.

આ વાતને તેઓ પોતે પણ સમજી જશે હું એ જ મહદી છું જેનું વર્ણન અહાદીષમાં કરવામાં આવ્યું છે. મદીનાવાળાતો પહેલાથી જ તેઓને શોધતા હશે તેઓ વિચારશે કે કયાંક લોકો મને બાદશાહ ન બનાવી દે, આવિચારી તેઓ મદીના છોડી મક્કા ચાલ્યા જશે.

હઝરત ઉમ્મે સલમા રદીયલ્લાહુ અન્હા કહે છે કે હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે એક બાદશાહના અવસાન ઉપર (મદીનામાં) લોકોમાં મતભેદ થશે કે (બાદશાહ તરીકે કોની નિમણુંક કરવામાં આવે?) મદીના વાસીઓમાંથી એક માણસ મદીનાથી નિકળી મક્કા ચાલ્યા જશે (કે કયાંક લોકો મને બાદશાહ ન બનાવી દે) મક્કાના અમુક રહેવાસીઓ તેમને ઓળખી તેમણી પાસે આવશે અને તેઓને વિનંતીપુર્વક તેમના નિવાસસ્થાનેથી બહાર કાઢી હજરે અસ્વદ અને મકામે ઈબ્રાહીમની વચ્ચે તેમના હાથ ઉપર બયઅત કરશે. (અબુ દાઉદ ભાગ-૪, પેજ નં.-૧૦૭, હદીષ નં.-૪૨૮૬)

આ રીવાયતથી એ વાતની જાણકારી પ્રાપ્ત થાય છે કે કુદરત જયારે ઈમામ મહદીને જાહેર કરવા માંગશે ત્યારે તેઓને મદીનાથી બહાર કાઢી મક્કામાં લઈ આવશે. હેતુ એ હશે કે જે ભુમિથી દીનની પહેલા શરૂઆત થઈ હતી ત્યાંથી જ દીનમાં પડતી આવવા પછી દીનનું કામ ફરી પુનઃ શરૂ થાય.

## ★ ત્રણ દુશ્મન

ઈમામ મહદીના જાહેર થવાના સમયે મુસલમાનોના મુકાબલામાં ત્રણ દુશ્મન હશે. સુફિયાની, ઈસાઈઓ અને યુહદીઓ આ ત્રણ દુશ્મનોમાં સૌથી નજીક અને સૌથી ઉતાવળો દુશ્મન સુફિયાની હશે જે ઈસ્લામ પ્રચારની કોશિશોને રોકવા માટે પોતાનુ

બધું જોર લગાવી દેશે. સુફિયાની વિશે ઘણી ખરી હદીષો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવી છે. અમુક રિવાયતોનો અહીંયા ઉલ્લેખ કરવામાં આવે છે.

હઝરત આઈશા રદીયલ્લાહુ અન્હા થી રીવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એક વખત સુઈ રહ્યા હતા કે અચાનક આદત વિરૂદ્ધ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના શરીરમાં હરકત થઈ જયારે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ જાગ્યા તો અમોએ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી કહ્યું કે આજે જયારે આપ સુઈ રહ્યા હતા ત્યારે અમોએ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના શરીરમાં આદત વિરૂદ્ધ હરકત જોઈ (તેનું શું કારણ છે?) આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું આશ્ચર્યની વાત છે બયતુલ્લાહમાં આશ્રય લીધેલ એક કુરૈશી (ઈમામ મહદી)થી યુદ્ધ કરવા માટે મારી ઉમ્મતના અમુક લોકો મક્કા તરફ પ્રયાણ કરશે. પરંતુ તેઓ બયદા (એક જગ્યાનું નામ)માં પહોંચશે તો તેઓને જમીનમાં ધસાઈ દેવામાં આવશે. અમોએ પુછયું એ અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ! તે જગ્યાએ તો ઘણાં બધા મુસાફરો પણ હશે, જેઓનો ઈરાદો ઈમામ મહદીથી યુદ્ધ કરવાનો ન હશે. તેઓને કયા પાપને લઈ જમીનમાં ધસાઈ દેવામાં આવશે? આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું વાત સાચી છે અમુક લોકો તો વાસ્તવમાં યુદ્ધ કરવાના ઈરાદે આવ્યા હશે અને અમુક લોકોને બળજબરી પુર્વક લાવવામાં આવ્યા હશે અને અમુક લોકો પોતાના કામ અર્થે ત્યાંથી પસાર થઈ રહ્યા હશે. પરંતુ આ બધાજ લોકોને જમીનમાં ધસાઈ દેવામાં આવશે. હાં, આખેરતમાં તેઓને પોતાની નિય્યતોને લઈ ઉઠાવવામાં આવશે. (અર્થાત બળજબરી પુર્વક લાવવામાં આવેલ અથવા પોતાના કામ અર્થે ત્યાંથી પસાર થઈ રહેલ લોકોને કોઈ

અઝાબ આપવામાં આવશે નહી. (મુસ્લિમ શરીફ ભા. -૪, પેજ નં-૨૨૧૦, હદીષ નં. -૨૮૮૪)

હઝરત હફસા રદીયલ્લાહુ અન્હાથી રીવાયત છે કે, તેઓએ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી સાંભળ્યું કે એક લશ્કર આક્રમણ કરવા માટે મક્કા તરફ પ્રયાણ કરશે. પરંતુ જ્યારે તે લશ્કર બયદામાં પહોંચશે તો તેનો વચલો ભાગ જમીનમાં ધસી પડશે આગળવાળા પાછળવાળાઓને ખબર કરવા માટે પુકારશે પરંતુ તરતજ આ બન્નેને જમીનમાં ધસાઈ દેવામાં આવશે. ફકત એક જ માણસ બચી જશે જે લોકોને આ લશ્કરના જમીનમાં ધસી પડવાની ઘટનાની ખબર આપશે. (મુસ્લિમ શરીફ ભાગ-૪, પેજ નં. -૨૨૦૯, હદીષ નં. ૨૮૮૩)

હઝરત ઉમ્મે સલમા રદીયલ્લાહુ અન્હાથી રીવાયત છે કે, એક બાદશાહના અવસાન ઉપર મદીનામાં નવા બાદશાહની નિમણુંક ને લઈ લોકોમાં મતભેદ થશે તો ત્યાંથી એક માણસ (ઈમામ મહદી) મક્કા આવી જશે. ( કે કયાંક લોકો મને બાદશાહ ના બનાવી દે) મક્કાના અમુક લોકો (ઓળખી) તેમની પાસે આવશે. અને તેમના નિવાસસ્થાનેથી વિનંતીપુર્વક કાઢી હજરે અસ્વદ અને મકામે ઈબ્રાહીમની વચ્ચે તેમણા હાથ ઉપર બયઅત કરશે. (જયારે આ ખબર જગપ્રખ્યાત થશે) તો સિરિયાથી એક લશ્કર તેમણી સાથે યુદ્ધ કરવાના હેતુથી રવાના થશે પરંતુ મક્કા અને મદીનાની વચ્ચે બયદા નામક સ્થળે તે લશ્કર જમીનમાં ધસી પડશે. જ્યારે લોકો આ ઘટના જોશે તો પછી સિરિયાના અબ્દાલ અને ઈરાકના ઔલિયા તેમની પાસે આવી તેમના હાથ ઉપર બયઅત કરશે. (અર્થાત તેઓને પોતાના બાદશાહ માની તેમને સહકાર આપવાનું વચન આપશે.) તેના પછી એક કુરૈશી માણસ જેનું મોસાળ (માતામહનું ઘર) કલ્બના ખાનદાનમાં હશે. તે ઈમામ મહદી અને તેમના

અનુયાયીઓથી લડવા માટે એક લશ્કર રવાના કરશે. આ લડાઈમાં ઈમામ મહદી અને તેમના અનુયાયીઓનો વિજય થશે. આ કલ્બના યુદ્ધમાં તે માણસ દુર્ભાગી ગણાશે જે કલ્બની લડાઈમાં લડી માલેગનીમતમાં ભાગીદાર નહી બન્યો હોય, વિજયી થયા પછી ઈમામ મહદી લોકોમાં ખુબ સખાવત કરશે અને લોકોને નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સુન્નત ઉપર ચલાવશે. (અબુ દાઉદ ભાગ-૪, પેજ નં.-૧૦૭, હદીષ નં.-૪૨૮૬)

ઉપર વર્ણવેલ અહાદીષ અને બીજી અમુક અહાદીષ ઉપર ધ્યાન કેન્દ્રીત કરીએ તો ઘટનાઓનો ક્રમ આ રીતે બને છે. સૌથી પહેલા બાદશાહનું નિધન થશે. અને નવા બાદશાહની નિમણુંકને લઈ લોકોમાં મતભેદ સર્જાશે. ઈમામ મહદીને તે જ સમયે ખુદા તરફથી બાદશાહ બનવાની લાયકાત આપી દેવામાં આવશે. તેઓ આ વિચારીને કે કયાંક લોકો મને બાદશાહ ન બનાવી દે મક્કા ચાલ્યા જશે. અહીં મક્કામાં અમુક લોકો તેમને ઓળખી લેશે અને તેમના નિવાસસ્થાનેથી વિનંતીપુર્વક બહાર કાઢી બયતુલ્લાહમાં લઈ આવશે અને હજરે અસ્વદ અને મકામે ઈબ્રાહીમની વચ્ચે તેમના હાથ ઉપર બયઅત કરશે. તેઓની સંખ્યા ગઝવએ બદરમાં ભાગ લેનાર સહાબા જેટલી હશે એટલે ૩૧૩ હશે. આ બયઅત કરનારા તે સમયમાં સૌથી શ્રેષ્ઠ માણસો હશે. આ લોકો પાસે લડવા માટે પુરતા હથિયારો ન હશે. ઈમામ મહદીના જાહેર થવાની વાત વાયુ વેગે પ્રસરી જશે. સુફિયાની ઈમામ મહદી અને તેમના અનુયાયીઓનો નાશ કરવા માટે એક લશ્કર સિરિયાથી રવાના કરશે તે લશ્કર ઝુલ્ હુલૈફા સામેના એક મેદાનમાં ઉતરશે પરંતુ અચાનક લશ્કરનો વચ્ચેનો ભાગ જમીનમાં ધસી પડશે હવે આગળવાળાઓ આ જોઈ પાછળવાળાઓને ખબર કરશે ધ્યાન રાખે કે કયાંક તેઓ પણ આ આપત્તિમાં ફસાઈ ન જાય,

પરંતુ પોતાની રક્ષા કરવાના પ્રયાસ કરવા પહેલાજ આ બંને (આગળ-પાછળના લશ્કર)ને પણ જમીનમાં ધસાઈ દેવામાં આવશે. ફકત એક માણસ બચી જશે તે લોકોને આ ઘટનાની જાણકારી આપશે. હવે સુફિયાની પોતે બીજુ લશ્કર લઇ મક્કા ઉપર આક્રમણ કરશે. સુફિયાની કુરૈશ ખાનદાનનો એક સભ્ય હશે અને તેનુ મોસાળ કલ્બના ખાનદાનમાં હશે અને તેની સાથેના વધુ પડતા સિપાહીઓ પણ આ જ ખાનદાનના હશે તે સમયે પરિસ્થિતિ ગઝવએ બદર જેવી હશે કે દુશ્મનો બધાજ પ્રકારના હથિયારોથી સજ્જ હશે જ્યારે બીજી બાજુ ઈમામ મહદી અને તેમના અનુયાયીઓ પાસે પુરતા પ્રમાણમાં હથિયારો પણ નહી હોય, છેલ્લે ઈતિહાસ પાછો ફરશે અને આસમાનથી ખુદાની મદદ આવશે અને ઈમામ મહદી પુરતા હથિયારો વગર સુફિયાનીના લશ્કરને કારમો પરાજય આપશે. પુષ્કળ પ્રમાણમાં માલે ગનીમત હાથ લાગશે અને અસંખ્ય બાંદીઓ પણ હાથ લાગશે જેમણે દિમશ્ક જવાના રસ્તા ઉપર વેચવામાં આવશે. અહીંયા સુધી કે એક બાંદીને તુટી ગયેલ પગના કારણે વેચનારને પરત કરી દેવામાં આવશે. (મુસ્તદરક ભાગ -૪, પેજ - ૪૭૮, હદીષ નં.૮૩૨૯) તે દિવસે તે માણસ ઘણોજ દુર્ભાગી ગણાશે કે જેઓ આ યુદ્ધ અને આ માલેગનીમતમાં ભાગ નહી લીધો હોય. કારણ કે યુદ્ધ પછી ઈમામ મહદી પુષ્કળ પ્રમાણમાં ધન આપશે અને આ યુદ્ધ માં ભાગ લેનાર લોકો પણ ઈમામ મહદીની સખાવતથી ખુબ મજા માણશે. ઈમામ મહદીની પુરતા પ્રમાણમાં હથિયાર ન હોવા છતાં વિજય પ્રાપ્ત કરી લેવાની કરામત જોઇ મુસલમાનો પ્રસન્ન થઈ જશે અને દુનિયાના એક કિનારેથી લઇ બીજા કિનારા સુધી આખા વિશ્વમાં વાયુવેગે ઈમામ મહદીના જાહેર થવાના સમાચાર ફેલાઇ જશે. અને લોકો ઈમામ

મહદીના હાથ ઉપર બયઅત કરવા માટે તુટી પડશે. સૌથી પહેલા સિરિયાના અબ્દાલ અને ઉલમા અને ઈરાકના ઔલિયા આવી પહોંચશે. પછી ઉમ્મતના સારા લોકો ઈમામ મહદી તરફ પ્રયાણ કરશે અને પછી બધી ચળવળોના લડવૈયાઓ અને ઈસ્લામી સંસ્થાઓ પોતાની બધીજ સંપત્તિઓ અને શક્તિઓ તેમની સમક્ષ રજૂ કરી તેમના ચરણોમાં નાંખી દેશે. મુસ્તદરક હાકિમની રીવાયત છે ''આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે લોકોને વિનંતી કરી કે ઈમામ મહદીના હાથ ઉપર ખિલાફતની બયઅત અવશ્ય કરવામાં આવે. ચાહે તેમના સુધી પહોંચવા માટે બરફ ઉપરથી પસાર થવું પડે.'' તે યુગમાં ઉમ્મત ઉપર અલ્લાહ તઆલાની કૃપા હશે કે ઉમ્મતનો દરેક વ્યક્તિ ઈમામ મહદીને પોતાનો વડીલ માની લેશે અને ઈમામ મહદી વિશે કોઈને એક રજકણ બરાબર પણ મતભેદ નહી હોય કેમ કે તેઓના આગમનનો હેતુ જ લોકોમાં થી મતભેદો દુર કરી ભાઈચારો પ્રસ્થાપવાનો હશે. આ વાત જે લોકોમાં પ્રખ્યાત છે કે ઈમામ મહદી પોતાના યુગના ઉલમાથી ઘણી તકલીફો વેઠશે અને ઉલમા તેઓને ઈમામ નહી માને તે જુઠ છે આ જુઠને ભારતમાં કાદિયાનીઓએ પોતાના નાપાક ઈરાદાઓને લઈ ફેલાવ્યું હતું.

## ★ મદીના મુનવ્વરાથી સિરિયા તરફ પ્રયાણ :

સુફિયાનીને પરાજિત કર્યા પછી વિજયોની અનોખી પરંપરાની શરૂઆત થશે. લોકો ઉત્સાહ પુર્વક ઈમામ મહદી સાથે જોડાવવા લાગશે અને ઈમામ મહદીના લશ્કરની સંખ્યા વધી જશે. ઈમામ મહદી આ મુસલમાનોને લઈ મદીના મુનવ્વરા તરફ કુચ કરશે. આ સમયે સિરિયા ઉપર ઈસાઈઓએ કબ્જો જમાવી લીધો હશે. અને તેઓનું શાસન ખૈબર સુધી ફેલાઈ ગયું હશે. તે સમયે સદંતર ગઝવએ

તબૂક જેવી પરિસ્થિતિ હશે. ફલસ્તીન અને બૈતુલમુકદ્દસ ઉપર યહુદીઓએ કબ્જો જમાવી લીધો હશે. અને ઈસાઈઓ સિરિયામાં બેસી મદીના મુનવ્વરા ઉપર આક્રમણ કરવાના પ્લાનો ઘડતા હશે. તે સમયે સુફિયાનીના પરાજયથી ફાયદો ઉઠાવવા માટે ઈસાઈઓ વિરૂદ્ધ યોગ્ય કાર્યવાહી જરૂરી હશે. એટલા માટે કે દુશ્મન સ્વરક્ષણની પરિસ્થિતિમાં આવી જાય અને તેઓને મુસલમાનો ઉપર આક્રમણ કરવાનો અવસર પ્રાપ્ત ન થાય. ઈમામ મહદી આ જ વ્યુહરચના અપનાવશે અને રોઝએ અકદસની ઝિયારતથી ફારિગ થઈ ઈસાઈઓ ઉપર હુમલો કરવા માટે એક મોટુ લશ્કર લઈ દિમશ્ક તરફ પ્રયાણ કરશે. અને આમાક અને દાબિક નામી શહેરોમાં પહોંચશે. જ્યાં ઈસાઈ લશ્કરો થોભ્યા હશે. આગળ શું થશે?

હઝરત અબુ હુરૈરા રદીયલ્લાહુ અન્હુ નકલ કરે છે કે, રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે કયામત ત્યાં સુધી નહી આવે જ્યાં સુધી રૂમી (ઈસાઈઓ) આમાક અને દાબિકમાં પડાવ ન નાંખી લે! આ ઈસાઈઓથી મુકાબલો કરવા માટે મદીનએ મુનવવરાથી એક લશ્કર નિકળશે જે લશ્કર તે સમયના મુસલમાનોનું સર્વશ્રેષ્ઠ લશ્કર હશે. જ્યારે બંને લશ્કર એક બીજાની સામે આવી જશે તો ઈસાઈઓ મુસલમાનોથી કહેશે કે તમે લોકો કેમ વચમાં પડો છો? સારૂ એ છે કે તમે લોકો અમારા રસ્તામાંથી હટી જાવ અમે તો તે લોકોથી યુદ્ધ કરવા માંગીએ છીએ જેઓએ અમારા બાલ બચ્ચાઓને કેદી બનાવી લીધા છે. તો મુસલમાનો કહેશે, નહી. ખુદાની કસમ અમે તમોને અમારા ભાઈઓ ઉપર હુમલો કરવા દઈશું નહી. આ સાંભળી ઈસાઈઓ મુસલમાનો ઉપર હુમલો કરી દેશે. (આ હુમલો એટલો ખુંખાર હશે.) કે મુસલમાનોની ૧/૩ લશ્કર નાસી છુટશે. અલ્લાહ તઆલા તેઓને કદી ક્ષમા આપશે નહી. અને ૧/૩ લશ્કર

શહીદ થઇ જશે. જેઓને કયામતના દિવસે ઉત્તમ શહીદ ગણવામાં આવશે. અને બચી ગયેલ ૧/૩ લશ્કરને વિજય પ્રાપ્ત થશે. આ વિજયી થનાર લોકો કદી કોઇ ફિત્નામાં સપડાશે નહી. (મુસ્લિમ શરીફ ભાગ-૪, પેજ નં.-૨૨૨૧, હદીષ નં.-૨૮૯૭)

આ જ વિષયની બીજી એક રિવાયત હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ રદીયલ્લાહુ અન્હુથી મરવી છે.

કયામત ત્યાર સુધી નહી આવે જયાર સુધી એવી પરિસ્થિતિ ન સર્જાય જાય કે વારસાની વહેંચણી કરવામાં ન આવે. અને માલેગનીમત મેળવી મુસલમાનોને કોઇ ખુશી ન થાય. પછી આપે સિરિયા તરફ ઇશારો કર્યો અને ફરમાવ્યું કે દુશ્મનો (ઇસાઇઓ) મુસલમાનોથી યુદ્ધ કરવા માટે ત્યાં એકત્રિત થશે. અને મુસલમાનો પણ તેઓથી યુદ્ધ કરવા માટે ત્યાં આવી પહોંચશે. રાવીએ (નકલ કરનાર) પુછયું દુશ્મનથી ઇસાઇઓ મુરાદ છે? આપે ફરમાવ્યું કે હાં! દુશ્મનથી મુરાદ ઇસાઇઓ છે. પછી ફરમાવ્યું કે તે સમયે એક ભયાનક યુદ્ધ થશે. મુસલમાનો એક લશ્કર આગળ મોકલશે. તેઓ આ સંકલ્પ કરી આગળ વધશે કે કાંતો શહીદ થઇ જશું કાંતો વિજયી થઇ પરત ફરીશું. પછી આ બંને લશ્કરો વચ્ચે ભયાનક યુદ્ધ થશે. અને રાત સુધી આ યુદ્ધ ચાલતુ રહેશે. રાત્રે લશ્કરો પોતાના ઠેકાણે પરત ફરશે. મુસલમાનોમાંથી ઘણાખરા શહીદ થઇ ગયા હશે બંનેમાંથી કોઇપણ લશ્કરને વિજય પ્રાપ્ત નહી થયો હોય. બીજા દિવસે મુસલમાનોનું એક લશ્કર ફરી કસમ ખાઇને આગળ વધશે કે વિજય પ્રાપ્ત કર્યા વગર પાછા ફરીશું નહી. બંને લશ્કરોમાં ફરી એકવાર યુદ્ધ થશે. અહીંયા સુધી કે રાત્રે બંને લશ્કરો પોતાના ઠેકાણે પરત ફરશે. પરંતુ આ બીજા દિવસે પણ મુસલમાનોમાંથી ઘણાંખરા શહીદ થઇ ગયા હશે. આ દિવસે પણ કોઇને વિજય પ્રાપ્ત નહી થાય. ત્રીજા

દિવસે ફરી મુસલમાનોનું એક લશ્કર શહાદત અથવા વિજયની કસમ ખાઈને આગળ વધશે. યુદ્ધ રાત્રી સુધી ચાલુ રહેશે. અને રાત્રે બંને લશ્કરો પોતાના ઠેકાણે પરત ફરશે. પરંતુ મુસલમાનોમાંથી ઘણાખરા શહીદ થઇ ગયા હશે. જ્યારે ચોથો દિવસ આવશે તો બધાજ મુસલમાનો તેઓના વિરૂદ્ધમાં યુદ્ધ કરવા માટે ઉભા થઇ જશે. અને અલ્લાહ તઆલા ઈસાઈઓને કારમો પરાજય આપશે. આ બંને વચ્ચે તે દિવસે એવુ ખુંખાર યુદ્ધ થશે કે આવુ યુદ્ધ ધરતી અને આકાશે કદી જોયું નહી હોય. યુદ્ધના વિશાળ મેદાનમાં એટલે દૂર સુધી લાશો પથરાયેલી હશે કે એક પક્ષી મેદાનના એક કિનારાથી ઉડાણ ભરશે. પરંતુ મેદાનના બીજા કિનારે પહોંચવા પહેલાજ થાકીને પડી જશે. અને મૃત્યુ પામશે. અને જ્યારે એ દાદાની ઔલાદની ગણત્રી કરવામાં આવશે જેઓની સંખ્યા ૧૦૦ હશે તો ૯૯ મરી ચુકયા હશે. અને તેમાંથી ફક્ત એક જ માણસ જીવિત હશે. આવી પરિસ્થિતિમાં બચી ગયેલ મુસલમાન કેવી રીતે માલેગનીમતથી ખુશ થશે. અને કયા વારસાની વહેંચણી કરશે? (મુસ્લિમ શરીફ ભાગ-૪, પેજ નં.-૨૨૨૩, હદીષ નં.-૨૮૯૯)

ઈમામ મહદી અને ઈસાઈઓ વચ્ચેના અંતિમ યુદ્ધ વિશેની એક રીવાયત મુસ્તદરક હાકિમમાં છે. હઝરત અલી રદીયલ્લાહુ અન્હુથી રીવાયત છે કે, રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, છેલ્લા સમયમાં ઘણાં ફિત્નાઓ જન્મ લેશે અને તે સમયમાં સારા લોકો એવી રીતે છંટાઇ જશે જેવી રીતે સોનું ખીણમાં થી છાંટી લેવામાં આવે છે. તમે લોકો સિરિયાના રહેવાસીઓને ખરાબ ના કહો, હાં, જે લોકો વાસ્તવમાં ખરાબ છે તેમને ખરાબ કહી શકો છો. સિરિયામાં અબ્દાલો (ઔલિયાઓ) પણ વસવાટ કરે છે તે સમય દુર નથી જ્યારે ત્યાં વરસાદને લીધે પુર આવશે. અને તે પુર લોકોને ડુબાડી દેશે. (પછી તેઓ એટલા કમજોર થઇ જશે.) જો

શિયાળ પણ તેઓ ઉપર હુમલો કરી દે તો પણ તેઓની ઉપર વિજય મેળવી લે. આવી જ કમજોરી ની પરિસ્થિતિમાં મારા ખાનદાનમાંથી એક માણસ ત્યાં ત્રણ ઝંડાઓની સાથે આવી પહોંચશે. તેમના લશ્કરની સંખ્યા વધારેમાં વધારે ૧૫૦૦૦ અને ઓછામાં ઓછી સંખ્યા ૧૨૦૦૦ હશે. યુદ્ધમાં તેમનો કોડવર્ડ ''અમિત અમિત'' હશે. તેઓ ૭ ઝંડાઓ પર આધારીત લશ્કરથી લડશે. જેમાં દરેક ઝંડાની નીચે લડવાવાળા સત્તાના શાસકો અને સત્તાના ચાહકો હશે. અલ્લાહ તઆલા તેઓને સંપુર્ણપણે પરાજિત કરી દેશે. અને હાશિમી (ઈમામ મહદી)નો વિજય થશે. અને અલ્લાહ તઆલા મુસલમાનોના મતભેદોને ખત્મ કરી ફરી તેઓમાં પ્રેમ વસાવી દેશે.અને તેઓને સુખી કરી દેશે.(મુસ્તદરક હાકિમ ભાગ-૪, પેજ નં.-૫૪૬, હદીષ નં.૮૬૫૮)

ઈમામ મહદીના જાહેર પુર્વેની નિશાનીઓમાં આ વાતનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો કે, છેલ્લા યુગમાં સિરિયા ઉપર ઈસાઈઓનો કબ્જો થઇ જશે. ફક્ત દિમશ્ક અને તેનાથી લાગેલા અમુક સ્થળો એવા હશે જેની ઉપર મુસલમાનોનો કબ્જો હશે.બની શકે છે કે મુસલમાનો પાસે તે જગ્યાએ ઈસાઈઓના અમુક કેદીઓ હશે. જેઓને મુસલમાનોએ આ અંતિમયુદ્ધ પુર્વે ના યુદ્ધમાં પકડયા હશે . ઈસાઈઓ અંતિમયુદ્ધ પુર્વે આ જ કેદીઓની માંગણી કરશે અને મુસલમાનો આ કેદીઓ પરત કરવાથી ઈનકાર કરી દેશે. આમ મુસલમાનો અને ઈસાઈઓ વચ્ચે યુદ્ધ છેડાઈ જશે. અને આ યુદ્ધમાં ખુબજ ખુનામરકી પછી મુસલમાનોનો વિજય થશે.

## ★ લેબેનોન અને ઈટાલી ઉપર વિજય :

ઈમામ મહદીના જાહેર થવા પુર્વે કુસ્તુન્તુનિયા(ઈસ્તંબુલ) ઉપર

ઈસાઈઓનો કબ્જો થઈ જશે. માટે સિરિયામાં પરાજિત થઈ ઘણાં ખરા ઈસાઈઓ તુર્કી તરફ નાસવા લાગશે. અને અમુક લેબનોનમાં આશરો લેશે જયારે વધારે પડતા ઈસાઈઓ યુરોપ દેશ ઈટાલીમાં આશ્રય લેશે. ઈટાલી તે સમયે ઈસ્લામ દુશ્મન શકિતઓનું મુખ્ય મથક હશે. ઈસાઈયતને સંપૂર્ણ પણે નષ્ટ કરવા માટે ઈમામ મહદી સમક્ષ હવે બે વિકલ્પો હશે. કુસ્તુન્તુનીયા (ઈસ્તંબુલ) ઉપર આક્રમણ કરે અથવા યુરોપ પહોંચી ઈટાલીની ખબર લે, યુદ્ધની વ્યુહરચના પ્રમાણે યુરોપ ઉપર ત્રાટકવુ કુસ્તુન્તુનીયા (ઈસ્તંબુલ) ઉપર આક્રમણ કરતા વધારે મહત્વનું હશે કારણ કે ઈસાઈઓની હંમેશા માટે સંપૂર્ણ પણે કમર તોડી તેઓને સહેલાઈથી તુર્કીમાં ઘેરી લેવામાં આવે, ઈમામ મહદી આ મહત્વતાને પારખી તરત ઈટાલી ઉપર હુમલો કરવાનો પ્રોગ્રામ બનાવશે કે આ ઈસાઈઓના રક્ષણ સ્થળોને નષ્ટ કરી દેવામાં આવે જેઓ સદીઓથી મુસલમાનોને ચેલેન્જ કરતા આવ્યા છે. બીજી વાત તે પણ છે કે તે સમયે દિમશ્ક અને તેની આજુ બાજુના વિસ્તારોમાં પ્લેગ પણ ફાટી નિકળ્યો હશે, જે મુસલમાનો માટે એક આપત્તિ સમાન હશે માટે ઈમામ મહદી મુસલમાનોને લઈ વાયુવેગે દિમશ્કની ડાબી બાજુ લેબેનોન તરફ પ્રયાણ કરશે અને લેબેનોન પર વિજય પ્રાપ્ત કરી ઈસ્લામી ઝંડો ત્યા લહેરાવશે. આ દેશ મુસલમાનોની બહુમતી હોવા છતા એક ઈસાઈ રાષ્ટ્ર છે. ઈમામ મહદી ઈસાઈયતના બધા ચિન્હો મિટાવી પોતાના જહાજોને રોમના સમુદ્રમાં નાંખી દેશે અને અહીંયાથી તેઓ ઈટાલી તરફ પ્રયાણ કરશે.

અબુ કુબૈલથી રિવાયત છે કે અમો અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ રદિયલ્લાહુ અન્હુ ની સભામાં બેઠા હતા તે સમયે તેઓથી પ્રશ્ન કરવામાં આવ્યો. કુસ્તુન્તુનીયા (ઈસ્તંબુલ) અને રોમ બન્ને શહેરો માંથી મુસલમાનોનો સૌથી પહેલો કોની ઉપર વિજય થશે? અબ્દુલ્લાહ બિન અમર એ એક જુની પેટી મંગાવી જેમા ઘણા

ખાનાઓ હતા, એક ખાના માંથી તેઓએ પોતાનું લખાણ કાઢયું અને ફરમાવ્યું કે અમો પણ આ જ રીતે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ  પાસે બેસી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના કથણો લખી રહ્યા હતા કે કોઈ કે પુછ્યું બે માંથી કયું  શહેર પહેલા વિજયી થશે કુસ્તુન્તુનીયા અથાવ રોમ? આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ ફરમાવ્યું કે હિરકલનું શહેર એટલે પહેલા કુસ્તુન્તુનીયા ઉપર વિજય થશે. (મુસ્તદરક : ભાગ-૪, પેજ-૫૯૮, હદીષ નં.-૮૬૬૨)

આ હદીષમાં બે શહેરો ઉપર વિજય પ્રાપ્ત થવાની ખુશ ખબરી આપવામાં આવી છે. કુસ્તુન્તુનીયા અને રોમ!! તેમા કુસ્તુન્તુનીયા સુલ્તાન મુહમ્મદ ફાતેહના હાથે ૯મી સદી હિજરીના મધ્યમાં જીતી લેવામાં આવ્યું અને અત્યાર સુધી આ શહેર ઉપર મુસલમાનોનું શાસન છે. જયારે બીજુ શહેર 'રોમિયહ' રોમનો અરબી ઉચ્ચાર છે જે આ સમયે ઈટાલીનું પાટનગર છે. મોઅજમુલ બુલદાનના અભ્યાસ પ્રમાણે શરૂઆતમાં યુરોપમાં પણ આજ અરબી ઉચ્ચાર પ્રચલીત હતો, પરંતુ સમયના પસાર થવાની સાથે સાથે તે ઉચ્ચારમાં થોડોક ફેરફાર કરી દેવામાં આવ્યો. અને હવે આ શહેરને 'રોમ' ના નામથી જાણવામાં આવે છે. હદીષ પ્રમાણે આ શહેર ઉપર પણ મુસલમાનોનો વિજય થવાનો છે. અને જે વાતની અલ્લાહના રસૂલ(સ.અ.વ)એ ખબર આપી છે તે પુરી થયા વગર રહી શકતી નથી.

હદીષમાં ફકત ઈટાલી ઉપર વિજયનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. બીજા યુરોપી દેશો પર આક્રમણ કરવા વિશે કોઈ જાણકારી આપવામાં આવી નથી. પરંતુ વિચારવું જોઈએ કે ઈમામ મહદીનું કાર્ય ઈસાઈયતને સંપૂર્ણ પણે નષ્ટ કરવાનું હશે. આ કાર્યને પુર્ણ કરવાના

હેતુસર જ તેઓ યુરોપનો લાંબો પ્રવાસ ખેડશે તો બુદ્ધી જરાય પણ નથી માનતી કે તેઓ ઈટાલી પર વિજય પ્રાપ્ત કરી પરત ફરી જાય અને આગળ ના વધે. જયારે જોવા જઈએ તો ઈટાલીથી પણ મોટા મોટા અને ઈસાઈયતના જુના મુખ્ય મથકો ત્યા આવેલા છે. વાસ્તવિકતા એ છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના યુગમાં આખા યુરોપ ખંડને રોમથી ઓળખવામાં આવતુ હતું. ઈટાલી સમુદ્રના રસ્તાથી યુરોપનો દક્ષિણ દરવાજો છે અને કોઈ પણ દરવાજા પર વિજય પ્રાપ્ત કરી લેવો કિલ્લા ઉપર વિજય પ્રાપ્ત કરવાની ઘંટી હોય છે. માટે વિચાર એ સુચના આપે છે કે ઈટાલી ઉપર વિજય પ્રાપ્ત કરવા પછી ઈમામ મહદી ફ્રાંસ, જર્મની, ઓસ્ટ્રેલીયા, ઈંગ્લેન્ડ તરફ વાયુ વેગે પ્રયાણ કરશે પછી ફરીને યુરોપના પૂર્વના દેશોને પણ જીતી લેશે.

## ★ કુસ્તુન્તુનીયા (ઈસ્તંબુલ)પર વિજયઃ

આ રીતે યુરોપમાં ઈસાઈયતનો ખાત્મો બોલાવ્યા પછી હવે ઈમામ મહદી તુર્કી તરફ કુચ કરશે, હેતુ એ હશે કુસ્તુન્તુનીયા પર કાબુ મેળવનાર તે ઈસાઈઓને પણ સારી રીતે સબક શિખવાડી દેવામાં આવે જેઓએ સિરિયા ઉપર ગેર કાયદેસર કબ્જો કરી ઈમામ મહદી વિરુદ્ધ હથિયાર ઉઠાવ્યા હતા. આ એક ભુશિર (ટાપુ)જેવું શહેર છે. જેની ત્રણ દિશાઓમાં બાસ ફોરસ, બહીરા મરમરા અને ગોલ્ડન હારી નામક દરીયાઓ ફેલાયેલા છે. અને તેનો ભુમિ માર્ગ ફકત પૂર્વ તરફ છે. ઈમામ મહદી કદાચ બલ્ગેરીયા અને ઝેકોસ્લાવીયાના માર્ગે પહેલા યુનાન પહોંચશે પછી તેઓ તેના કિનારે થી રૂમના લડવૈયાઓનું આ લશ્કર પૂર્વ દિશામાં કુચ કરશે અને વાયુ વેગે ઈસ્તંબુલના કિનારે પહોંચી જશે. તે સમયે ઈસ્તંબુલની ચારેય તરફ ઉંચી ઉંચી દિવાલો

હશે. ઈમામ મહદી તેના ઉપર પશ્ચિમી દિશાથી આક્રમણ કરશે, હઝરત અબુ હુરૈરા(રદીયલ્લાહુ અન્હુ) આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી આ લડાઈનો વિગતવાર ઉલ્લેખ કરે છે.

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ ફરમાવ્યું કે શું તમો એ શહેર વિશે જાણો છો? જેની એક તરફ ભુમિ છે અને બીજી તરફ દરીયો છે. સહાબા રદિયલ્લાહુ અન્હુમે કહ્યું હા, પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે કયામત ત્યાર સુધી નહી આવે જયાર સુધી બનુ ઈસ્હાકના ખાનદાનના સિત્તેર હજાર મુસલમાનો તેના ઉપર ચઢાઈ ન કરી લે જયારે તેઓ તે શહેરના કિનારે પહોંચશે તો ન હથિયાર ઉઠાવશે અને ન કોઈ તીર છોડશે. ફકત લાઈલાહ ઈલ્લલ્લાહુવલ્લાહુ અકબર નો નારો લગાવશે જેની બરકતથી શહેરની એક દિવાલ તૂટી પડશે. ષૌર બિન યઝીદ કહે છે કે મારો ખ્યાલ છે કે આ વાત તે દિવાલ વિશે છે તે દરીયાના કાંઠે આવેલી હશે. પછી બીજી વખત આવી જ રીતે નારો લગાવશે તો તેની બીજી દિવાલ પણ ધ્વસ્ત થઈ જશે. અને જયારે તેઓ ત્રીજી વખત નારો લગાવશે તો આપ મેળે તેઓનો માર્ગ સાફ થઈ જશે અને તેઓ વિજયી બનીને પ્રવેશ કરી અરસ પરસ માલે ગનીમતની વહેંચણી કરવામાં વ્યસ્ત હશે કે દજ્જાલ ના નિકળવાની અફવા ફેલાશે આ અફવા કાનમાં પડતાની સાથે જ તેઓ બધો માલે ગનીમત ત્યજી દઈને ઝડપથી પાછા ફરશે. (મુસ્લિમ : ભાગ-૪, પેજ-૨૨૩૮, હદીષ નં. ૨૯૨૦)

મુસ્લિમ શરીફની એક હદીષમાં છે કે તેઓની પાસે એક વ્યક્તિ આવીને બુમરાણ મચાવશે કે તેઓના બાલ બચ્ચાઓમાં દજજાલ આવી ગયો છે. આ વાત સાંભળતાની સાથે જ તેઓ બધુ છોડી ઝડપથી પરત ફરશે. (મુસ્લિમ : ભાગ-૪, પેજ-૨૨૨૩, હદીષ નં.-

૨૮૯૯)

હઝરત અબુ હુરૈરા રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે ઈસ્તંબુલ પર વિજય પ્રાપ્ત કર્યા પછી તેઓ ઢાલો ભરી ભરીને માલે ગનીમત વહેંચી રહ્યા હશે કે એક અવાજ લગાવનાર પોકારશે કે દજ્જાલ તમારી ઔલાદમાં ઘુસી આવ્યો છે. (અલ મુત્તફિક વલ મુફતરીક : ભાગ-૧, પેજ-૨૦૬, હદીષ નં.૪૧)

મુસ્લિમ શરીફની એક હદીષમાં છે કે વિજયી થયા પછી તેઓ પોતાની તલવારોને ઝૈતુનના ઝાડોમાં લટકાવી માલે ગનીમતની વહેંચણી કરી રહ્યા હશે કે શૈતાન અવાજ લગાવશે કે દજ્જાલ તમારા બાલ બચ્ચાઓ સુધી પહોંચી ગયો છે. તેઓ તરત જ ત્યાથી ચાલી નિકળશે જો કે આ ખબર સદંતર ખોટી હશે પરંતુ તેઓ ચાલતા ચાલતા સિરિયામાં પહોંચશે અને દજ્જાલ નિકળી આવશે. (મુસ્લિમ શરીફ : ભાગ-૪, પેજ-૨૨૨૧, હદીષ નં.૨૮૯૭)

ઉપર વર્ણવેલ રિવાયતો પ્રમાણે ઘટનાક્રમ આ રીતે બનશે કે ઈમામ મહદીના લડવૈયાઓ ઈસ્તંબુલના પશ્ચિમી કિનારે ઉતરી લાઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લલ્લાહુ અકબરનો જોરદાર નારો લગાવશે આ નારાની ધાકથી શહેરની દિવાલ ધ્વસ્ત થઈ જશે. તે પછી તેઓ ઉત્તરી દિવાલ પાસે જઈ આ રીતે નારો લગાવશે તો આ દિવાલ પણ ધ્વસ્ત થઈ કાટમાળમાં ફેરવાઈ જશે. પછી ત્રીજી વખત જયારે આવી રીતે નારો લગાવશે તો કાટમાળનો ઢગલો તેઓની માટે આપ મેળે જ રસ્તો બનાવી દેશે તેઓ શહેરમાં પ્રવેશી તરતજ શહેર પર વિજય પ્રાપ્ત કરી લેશે. તેઓ પોતાની તલવારો ઝૈતુનના ઝાડો સાથે લટકાવી ઢાલો વડે માલે ગનીમતની વહેંચણી કરવામાં વ્યસ્ત હશે કે અચાનક

દજ્જાલના નિકળવાની ખોટી અફવા તેઓના કાનો માં પડશે તો ઈમામ મહદી વાયુ વેગે સિરિયા તરફ પ્રયાણ કરશે આ ખબરની પૂષ્ટિ માટે ઈમામ મહદી દસ સવારોની એક ટુકડીને આગળ રવાના કરશે. હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ ફરમાવ્યું છે કે હું તે સવારોના નામો તેમના પિતાઓના નામો અને તેઓના ઘોડાઓના રંગને પણ જાણું છુ તેઓ તે સમયે ભુમિ ઉપર સર્વ શ્રેષ્ઠ માણસો હશે. (મુસ્લિમ શરીફ : ભાગ-૪, પેજ-૨૨૨૩, હદીષ નં.૨૮૯૯)

## ★દજ્જાલનું નિકળવું

દજ્જાલના નિકળવાની ખબર જુઠી હશે. પરંતુ ઈમામ મહદી જ્યારે સિરિયા પહોંચશે તો એટલામાં વાસ્તવમાં દજ્જાલ નિકળી ગયો હશે તે સિરિયા અને ઈરાકની વચ્ચે જાહેર થઈ વાયુ વેગે દુનિયાનો એક ચક્કર લગાવશે, તેના અનુયાયીઓ યહૂદીઓ હશે તે થોડોક ઠીંગણો હશે અને તેના બન્ને પગ વાંકા હશે, શરીર ઉપર અસંખ્ય વાળ હશે. રંગ લાલાશ પડતો અથવા ઘંઉ જેવો હશે. માથાના વાળ વાંકડીયા હશે, નાક ચાંચ જેવી હશે, ડાબી આંખથી આંધળો હશે અને જમણી આંખ દ્રાક્ષના ગુચ્છા માંથી નિકળેલ દ્રાક્ષના દાણાની જેમ બહાર લટકતી હશે તેના કપાળ ઉપર 'ક', 'ફ', 'ર' લખેલું હશે, મુસલમાનો સહેલાઈથી તેને વાંચી લેશે. તેની આંખો સુતી હશે પરંતુ દિલ જાગતુ હશે. શરૂઆતમાં તે ઈમાન અને સમાજ સુધારણાની વાતો કરશે. પરંતુ જેવા જ અમુક લોકો તેની વાત માની લેશે તો તે પહેલા નબી હોવાનો દાવો કરશે અને પછી ખુદાઈનો દાવો કરશે. તેની સવારી ગધેડાના બન્ને કાનો વચ્ચેનું અંતર ચાળીસ હાથ બરાબર હશે, તેનું એક ડગ એટલે દુર સુધી પડશે જ્યા

સુધી માણસ ની દ્રષ્ટિ પહોંચે છે. દજ્જાલ ઘણોજ જુઠો અને ઉચ્ચ જાદુગર હશે, તેની સાથે ખાદ્ય સામગ્રીની ભરમાર હશે અને પાણીની નહેરો હશે, પૃથ્વીના પેટાળમાં દટાયેલા બધા ખજાનાઓ બહાર આવી મધમાખીઓની જેમ તેની સાથે થઈ જશે, જે લોકો તેને પોતાનો ખુદા માની લેશે દજ્જાલ ફકત તેઓની ઉપર જ વર્ષા વરસાવશે જેને લઈ તે લોકોની જમીનોમાં પુષ્કળ પ્રમાણમાં ખાદ્ય સામગ્રી ઉત્પન્ન થશે અને તેઓની જમીનમાં ઉગેલ વૃક્ષો ફળ પણ પુષ્કળ પ્રમાણમાં આપશે. તેમના પશુઓ પણ ઘાસચારો વધુ પ્રમાણમાં મળવાથી જાડા થઈ જશે અને તેમના આંચળોમાં દુધ ઉતરી આવશે અને જે લોકો દજ્જાલનો વિરોધ કરશે અને તેને પોતાનો ખુદા નહી માને તો દજ્જાલ તેમની ઉપર વર્ષા નહી થવા દે, જેના કારણે તેઓ દુકાળની પરિસ્થિતિમાં આવી જશે અને તેઓ પાસે ખાવા માટે એક દાણો પણ નહી હોય, તે સમયે આ લોકોની ખોરાક સુબ્હાનલ્લાહ, લાઈલાહ ઈલ્લલ્લાહ હશે, આ શબ્દો તેઓની ખોરાકી જરૂરતને પુરી કરી દેશે. દજ્જાલ પોતાની સાથે સ્વર્ગ અને નર્ક ને પણ લઈને ફરશે. પોતાની વાત ન માનવા વાળાઓને તે નર્ક માં નાંખી દેશે અને જે લોકો તેને પોતાનો ખુદા માની લેશે તેઓને સ્વર્ગમાં પ્રવેશ આપશે. પરંતુ એટલુ યાદ રાખવામાં આવે કે તેની સાથેની નર્ક વાસ્તવમાં સ્વર્ગ હશે અને તેની સાથેનું સ્વર્ગ વાસ્તવમાં નર્ક હશે. જે તેની વાત માની લેશે તે વાસ્તવમાં નર્કમાં જશે અને જે તેની વાત નહી માને તે વાસ્તવમાં સ્વર્ગમાં જશે. દજ્જાલ અમુક લોકો પાસે આવીને કહેશે કે હું તમારા મૃત માતા-પિતાને જીવીત કરી દઉં તો તમે મને પોતાનો ખુદા માની લેશો? તો લોકો હકારમાં જવાબ આપશે, હવે દજ્જાલની સાથે આવેલા શૈતાનો તે લોકોના માતા-પિતાનુ સ્વરૂપ ધારણ કરી સામે આવશે આ જોઈ ઘણા ખરા લોકો આ ચમત્કારની સામે નમસ્કાર કરી દેશે. જશે અને ઈમાન છોડી દજ્જાલને પોતાનો ખુદા માની લેશે.

દજ્જાલની ઝડપ હવાની માફક હશે તે જાદુ અને ચમત્કારોને લઈ આખી દુનિયાના એક એક ખુણામાં ફરી વળશે બધાજ ઈસ્લામના શત્રુઓ અને આખી દુનિયાના યહુદીઓ ઈસ્લામ દુશ્મનીના કારણે દજ્જાલની મદદ કરશે. તે મક્કામાં પ્રવેશવા માંગશે પરંતુ ત્યાં ફરીશતાઓ રક્ષણ માટે તૈનાત હશે તેના કારણે તે મક્કામાં પ્રવેશ મેળવવામાં નિષ્ફળ જશે અને મદીના મુનવવરા તરફ પ્રયાણ કરશે તેનો હેતુ આ પવિત્ર શહેરને બરબાદ કરવાનો હશે પરંતુ તે સમયે મદીનાના સાત દરવાજા હશે અને દરેક દરવાજાના રક્ષણ માટે ફરીશતાઓ તૈનાત હશે તેના લીધે દજ્જાલને અહિંયા પણ નિષ્ફળતા સાંપડશે. પરંતુ તે જ સમયે મદીના મુનવ્વારામાં ભુકંપના ત્રણ આંચકા અનુભવાશે, આ ભુકંપથી ગભરાઈ મદીનામાં વસેલા બેદીન લોકો નાસી છુટશે અને દજ્જાલ તેઓને પોતાની સાથે મેળવી લેશે અને આ લોકો દજ્જાલના ચમત્કારો જોઈ તેના અનુયાયી બની જશે. છેલ્લે એક સાચો મુસલમાન મદીનાથી બહાર નિકળશે અને દજ્જાલ પાસે જવા માંગશે પરંતુ દજ્જાલના અનુયાયીઓ તેને રોકશે અને તેને કતલ કરવા માંગશે પરંતુ અમુક અનુયાયીઓ કહેશે આપણા ખુદા (દજ્જાલ) એ કોઈને તેની પરવાનગી લીધા વગર કતલ કરવાથી રોકયા છે. હવે આ સાચા મુસલમાનને દજ્જાલ સુધી પહોંચાડી દેવામાં આવશે. આ મુસલમાન દજ્જાલને જોતાની સાથે જ પોકારી ઉઠશે કે તુ દજ્જાલ છે જેની ખબર નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાની હદીષોમાં આપી હતી, દજજાલ આ સાંભળી ક્રોધિત થઈ જશે અને આ માણસને આરી વડે ચીડી નાંખવાનો હુકમ કરશે. દરબારીઓ તરત જ આ માણસનાં બે ટુકડા કરી નાંખશે, હવે દજજાલ આ બન્ને ટુકડાઓની વચ્ચે ઘમંડની સાથે ચાલશે અને લોકોથી કહેશે કે જો હું આ માણસને ફરી જીવીત કરી દંઉ તો શું તમે લોકો મને ખુદા માની લેશો? લોકો કહેશે કે હા! માની લઈશું આ સાંભળી દજજાલ તે મુસલમાનને ફરી જીવીત કરી દેશે આ માણસ જીવીત થવાની સાથે દજજાલ સમક્ષ

આ વાત નો ઉલ્લેખ કરશે કે હવે તો આ વાત ખુબજ સ્પષ્ટ થઇ ગઈ કે તુ જ દજ્જાલ છે. હવે દજ્જાલ ફરી ક્રોધિત થઈ તે માણસને ઝબ્હ કરવાનો પ્રયાસ કરશે પરંતુ તે માણસનું ગળુ તાંબાનું બનાવી દેવામાં આવશે, દજ્જાલ આ માણસને ઝબ્હ નહી કરી શકે. દજ્જાલ આ માણસ પર ગુસ્સે થઇ પોતાની સાથેની નર્કમાં ફેંકી દેશે પરંતુ આ નર્ક વાસ્તવમાં તે માણસ માટે સ્વર્ગ સમાન થઈ જશે. પછી દજ્જાલ તે જગ્યાએ થી સિરિયા તરફ પ્રયાણ કરશે, પરંતુ તેના દિમશ્ક પહોંચવા પહેલા ઈમામ મહદી ઈસ્તંબુલ થી ત્યાં આવી પહોંચશે.

દજ્જાલ દુનિયામાં ફકત ચાળીસ દિવસ સુધી રહેશે તેનો પહેલો દિવસ એક વર્ષ બરાબર, બીજો દિવસ એક મહીના બરાબર અને ત્રીજો દિવસ એક અઠવાડીયા બરાબર અને બાકીના દિવસો નિયમ અનુસાર ૨૪ કલાકના હશે.

દજ્જાલ વિશેની ઉપર વર્ણવેલ વિગતો વાંચી દરેક માણસ ખ્યાલ કરી શકે છે કે દજ્જાલનો ફિત્નો કેટલો ખતરનાક હશે. આ ફિત્નાના ખતરનાક હોવાને લઈને જ દરેક નબીએ પોત પોતાના અનુયાયીઓ ને દજ્જાલના ફિત્નાથી પરિચિત કર્યા અને તેઓએ જીવનના અંતિમ સમય સુધી અલ્લાહ તઆલાથી આ ફિત્નાથી રક્ષણની દુઆઓ કરી. પોતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ ઉમ્મત સમક્ષ વિગતવાર આ ફિત્નાનો ઉલ્લેખ કર્યો.

ઈમામ મહદી દિમશ્ક પહોંચી યુદ્ધની તૈયારીઓમાં લાગી જશે, પરંતુ તે સમયે પરિસ્થિતી એવી હશે કે દજ્જાલ સંપૂર્ણપણે સક્ષમ હશે અને તેની પાસે ભૌતિક શક્તિ અને લશ્કર પણ ઘણું મોટુ હશે તે આખી દુનિયામાં પોતાનું વર્ચસ્વ જમાવી ચુક્યો હશે, એટલે લશ્કરના જોર વડે તેને પરાજીત કરવો એક કપરુ કાર્ય હશે. અલ્લાહ તઆલાની વિશેષ મદદ પર સૌનો ભરોસો હશે.

## ★ જામેઅ ઉમવી

આ જ આશાઓ અને આ જ તમન્નાઓને લઈ ઈમામ મહદીના અનુયાયીઓ દિમશ્કમાં યુદ્ધની તૈયારીમાં લાગેલા હશે. અને તેઓ પોતાની વધારે પડતી નમાઝો દિમશ્કની ઐતિહાસિક અને પ્રખ્યાત મસ્જિદ જામેઅ ઉમવી માં અદા કરતા હશે. આ એક જુની અને ઐતિહાસિક મસ્જિદ છે જે જુના શહેરની વચ્ચે આવેલી છે. ઉમવી ખલીફા વલીદ બિન અબ્દુલ મલિકે તે મસ્જિદનું નિર્માણ ઘણીજ ચોકસાઈ પૂર્વક કર્યુ હતું. આ મસ્જિદના નિર્માણમાં એક કરોડ બાર લાખ (૧,૧૨,૦૦,૦૦૦)દિનાર ખર્ચ કરવામાં આવ્યા હતા. મસ્જિદનો અંદરનો ભાગ જેમા મિમ્બર અને મહેરાબ છે બસ્સો ફુટ લાંબો અને બસ્સો ફુટ પહોળો છે. તેના ઉપર એક ભવ્ય ઘુમ્મટ છે, જેને 'કુબ્બતુન્નસર' કહેવામાં આવે છે. આ ઘુમ્મટની વિશેષતા એ છે કે આમા કરોડીયાઓ કે ચામાચીડીયા વસવાટ કરી શકતા નથી. કિબ્લા તરફની દિવાલમાં ઘણા મહેરાબો બનાવવામાં આવ્યા છે. જે ઉસ્માની ખિલાફત સુધી અલગ અલગ મસ્લકોની નમાઝ માટે ઉપયોગમાં લેવામાં આવતા હતા, આજે પણ આ મસ્જિદમાં હનફી અને શાફીઈ મસ્લકવાળાઓની નમાઝો અલગ-અલગ થાય છે.

આ મસ્જિદના અંદરના ભાગમાં એક કબર પણ આવેલી છે, જેના વિશે આ વાત પ્રખ્યાત છે કે અહીંયા હઝરત યહ્યા(અલૈ)નું માથુ દફન કરવામાં આવ્યું છે. અંદરના ભાગ સિવાય એક પહોળો વરંડો છે, જે ગેલેરીના રૂપમાં વરંડાને ચારેય તરફથી ઘેરી લે છે. 'કુબ્બતુન્નસર' સિવાય ઉપર વધુ ત્રણ મિનારાઓ બનાવેલા છે. એક પૂર્વ તરફ એક પશ્ચિમ તરફ છે, અને ત્રીજા મિનારાને 'મિનારતુલ

અરૂસ' કહેવામાં આવે છે. મસ્જિદના વરંડામાં જઈને તેને જોવામાં આવે તો ઘણું જ સુંદર દશ્ય સર્જાય છે.

આ ઐતિહાસિક મસ્જિદ કયારેક દુનિયાની અતિ સુંદર અજાયબી સમજવામાં આવતી હતી, આજે તે ખીચોખીચ વસ્તીમાં ઘેરાઈ ચુકી છે. સાંકડી અને ભીડવાળી સડકોએ આ મસ્જિદને નુકસાન પહોચાડયું છે. પરંતુ થોડાક સમય પહેલા સિરિયાની સરકારે મસ્જિદ તરફ ધ્યાન કેન્દ્રીત કર્યું, આજુ બાજુના બધાજ મકાનો હટાવી મસ્જિદની સામે એક વિશાળ પાર્ક બનાવી દીધો છે. જેને કારણે મસ્જિદની ભવ્યતામાં ઘણો જ સુધારો આવ્યો છે. હવે દજ્જાલ સરળતાથી પોતાના લશ્કર સાથે અહીંયા ઉતરી શકે છે. હદીષમાં આ વાતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે દજ્જાલ આ મસ્જિદના દરવાજા પાસે આવી ને રોકાશે, કુદરત તરફથી આ તેની વ્યવસ્થા કરવામાં આવી કે, સિરિયાની સરકારે બધા મકાનો હટાવી વિશાળ પાર્ક બનાવી દીધો.

## ★ હઝરત ઈસા(અલૈ)નું આગમન

ઉમ્મતે મુસ્લિમા અને લશ્કરને વ્યવસ્થિત કરી ઈસાઈઓનો ખાત્મો બોલાવી ઈમામ મહદી હવે યહૂદીઓનો ખાત્મો બોલાવવા માટે દિમશ્કમાં પહોંચી ઉમવી જામેઅ મસ્જિદને પોતાનું મુખ્ય મથક અને હેડ કવોટર બનાવશે જયાં દજ્જાલથી લડવા માટે ઉમ્મતના સારા લોકો ભેગા થઈ જશે. ઈમામ મહદી એક દિવસ જયારે ફજરની નમાઝ પઢાવવા માટે મુસલ્લા ઉપર ચઢશે કે તે જ સમયે હઝરત ઈસા(અલયહિસ્સલામ) આસમાન થી ઉતરશે, તે સમયે શું પરિસ્થિતિ હશે તેનું વર્ણન ઘણી બધી હદીષોમાં કરવામાં આવ્યું છે. બધી હદીષોને સામે રાખવાથી આ રીતનો ઘટનાક્રમ બને છે.

ઈમામ મહદી દજ્જાલના દિમશ્ક આવવા પહેલા જ દિમશ્ક પહોંચી યુદ્ધની તૈયારીઓની શરૂઆત કરી દેશે. લડાઇ ખુબજ ખતરનાક થવાની હશે તેને ધ્યાનમાં રાખી ઈમામ મહદી રાત–દિવસ બસ લશ્કરને તૈયાર કરવામાં વ્યસ્ત રહેશે કે કેવી રીતે આ વિશ્વવ્યાપી ફિત્નાને નષ્ટ કરી દુનિયામાં ઈસ્લામનો ઝંડો લહેરાઇ દેવામાં આવે. ઈમામ મહદી અને તેમના અનુયાયીઓની વધારે પડતી નમાઝો ઉમવી જામા મસ્જિદમાં અદા થશે. દજ્જાલ મક્કા–મદીનાથી હતાશ થઇ સિરિયા તરફ પ્રયાણ કરશે. જ્યારે ઈમામ મહદીને જાણ થશે કે દજ્જાલ આ તરફ આવી રહ્યો છે તો તેઓની તૈયારીઓમાં ઝડપ આવી જશે. જે દિવસે લડાઇ થવાની હશે તેની આગલી રાત્રી તો લડાઇની તૈયારીઓમાંજ પસાર થઇ જશે. અને જ્યારે ફજરની અઝાન થશે તો ઈમામ મહદી બધા કામ કાજ છોડી જામા મસ્જિદ તરફ દોડી આવશે. સુન્નતો પઢ્યા પછી જ્યારે તકબીર કહેનાર તકબીર પુરી કરશે અને ઈમામ મહદી તકબીરે તહરીમા કહેવાના હશે કે હઝરત ઈસા અલયહિસ્સલામ બે પીળા કપડાઓ પહેરી બે ફરીશ્તાઓના ખભે હાથ મુકી મસ્જિદના પુર્વ તરફના મિનારાની પાસે ઉતરશે અને મસ્જિદમાં આવશે.

હઝરત ઈસા અલયહિસ્સલામના માથાના વાળ એટલા નરમ હશે કે એવુ લાગશે કે હમણા તેમના વાળમાંથી પાણીના ટીપા ટપકી પડશે. અથવા તેમના વાળ ભીના હશે અને પાણીના ટીપા ટપકતા હશે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું છે કે જ્યારે હઝરત ઈસા અલયહિસ્સલામ ઉતરશે તો તમે તેમને ઓળખી લેશો કે તેઓ ના તો વધારે લાંબા હશે ન તો વધારે ઠીંગણા હશે અને તેમનો રંગ સફેદ લાલાશ પડતો હશે. મુસલમાનો આ નિશાનીઓ જોઇ તેમને ઓળખી લેશે અને તેમના હઝરત ઈસા અલયહિસ્સલામના હોવા વિશે કોઇને કોઇપણ જાતની શંકા કુશંકા બાકી નહી રહે, એટલા

માટે જ ઈમામ મહદી તેમને જોતાની સાથે જ મુસલ્લા ઉપરથી ઉતરવાનો પ્રયાસ કરશે કેમકે નમાઝ પઢાવવાનો હક વાસ્તવમાં નબી ને જ હોય છે. ઈમામ મહદી મેહરાબ તરફ ઈશારો કરી હઝરત ઈસા અલયહિસ્સલામને નમાઝ પઢાવવાનું આમંત્રણ આપશે કે એ અલ્લાહના નબી! આગળ ધપો અને અમારી નમાઝની ઈમામત કરો.ઈમામ મહદી અને બધાજ મુસલમાનોની ઈચ્છા હશે કે હઝરત ઈસા અલયહિસ્સલામ નમાઝ પઢાવે. હઝરત ઈસા અલયહિસ્સલામ જવાબ આપશે કે ઉમ્મતે મુહમ્મદિય્યાની આ વિશેષતા છે કે તેઓ પરસ્પર એક બીજાના ઈમામ બને. એટલે યોગ્ય એ જ છે કે ઈમામ મહદી જ તમોને નમાઝ પઢાવે. પરંતુ ઈમામ મહદી આગળ નહી વધે તો હઝરત ઈસા અલયહિસ્સલામ તેમના બંને ખભાઓ વચ્ચે હાથ મુકી થાબડશે અને પ્રેમભર્યા અંદાજમાં કહેશે કે ચાલો આગળ વધો અને નમાઝ પઢાવો કેમ કે તકબીર તમારા માટે જ કહેવામાં આવી છે. આ સાંભળી ઈમામ મહદી આગળ વધશે અને લોકોને નમાઝ પઢાવશે. હઝરત ઈસા અલયહિસ્સલામ પણ તેમની પાછળ નમાઝ પઢશે. આ ફકત એક જ નમાઝ ઈમામ મહદી પઢાવશે બાકી બધી જ નમાઝો હઝરત ઈસા અલયહિસ્સલામ પઢાવશે.

હઝરત ઈસા અલયહિસ્સલામનો ઉતરવાનો હેતુ દુનિયામાંથી અસત્ય શક્તિઓનો નાશ કરવાનો અને સત્યને વિજયી બનાવવાનો હશે. હઝરત ઈસા અલયહિસ્સલામનું ઉતરવું ઈસ્લામી ઈતિહાસની એક સૌથી મોટી ઘટના હશે. તેમના ઉતરવાથી ઉમ્મત કેટલી પ્રસન્ન થશે તેનો અંદાજો લગાવવો મુશ્કેલ છે. તે હસ્તી જેની ઉમ્મત સદીઓથી  રાહ જોઈ રહી હતી અને જેમની જાત સાથે વિશ્વમાં પરીવર્તનની ઘટના સંકળાયેલી છે અને જેમણે જોઈ ઈસ્લામનો સૌથી શક્તિશાળી શત્રુ મીણબત્તીની જેમ ઓગળવા લાગશે. તે હસ્તી

પોતે દુનિયામાં આવી ગઈ હશે!!! તે પણ એવા સમયે જ્યારે તેમની સાથે મુલાકાત અને તેમની ઝિયારત પહેલાજ ફજરની નમાઝ પઢવાની હશે અને નમાઝ પણ ફજરની જેમાં કિરાઅત લાંબી પઢવામાં આવે છે. તો તે સમયે મસ્જિદમાં ઉપસ્થિત મુસલમાનો કેટલા પ્રસન્ન હશે તેનો અંદાજો લગાવવો મુશ્કેલ છે. જેમની સફોમાં હઝરત ઈસા અલયહિસ્સલામ હશે અને થોડાક સમય પછી તેઓને હઝરત ઈસા અલયહિસ્સલામની ઝિયારત અને મુલાકાત થવાની હશે. તેઓ કેવી રીતે પોતાની જાતને સંભાળશે? અને કેવી રીતે તેઓની નમાઝ પુર્ણ થશે. વ્યાકુળતાની આ ક્ષણો તેઓને પર્વતની સમાન લાગશે. તેઓ શોખમાં મગ્ન થઈ અને રાહ જોવાની તકલીફ વેઠી પોતાની નમાઝ પુર્ણ કરશે. (ઈમામ મહદી શખસિય્યત વ હકીકત)

## ★ દજ્જાલ વિરૂદ્ધ યુદ્ધ

નમાઝની સલામ અને દુઆથી ફારિગ થઈ ઈમામ મહદી પાછળ વળી હઝરત ઈસા અલયહિસ્સલામથી વિગતવાર મુલાકાત લેશે. હઝરત ઈસા અલયહિસ્સલામ ઈમામ મહદીની બિલ્કુલ પાછળ પહેલી સફમાં હશે. અમારો ખ્યાલ છે કે હસ્તધુનન (મુસાફહા)ની સાથે સાથે બંને ગળે પણ મળશે. અને બધા મુસલમાનો ઈમામ મહદીને ઘેરી વળશે. અને દરેકની ઈચ્છા હશે કે તે હઝરત ઈસા અલયહિસ્સલામથી હસ્તધુનન કરે. હઝરત ઈસા અલયહિસ્સલામ પણ હર્ષોલ્લાસની સાથે બધા મુસલમાનોથી હસ્તધુનન કરશે. આ મુલાકાતોમાં એક બે કલાક વિતશે. તે સમયે પરિસ્થિતિ પણ ઘણી જ નાજુક હશે કે થોડાક સમય પછી દજ્જાલથી યુદ્ધ કરવાનું હશે. આ વાતને ધ્યાનમાં રાખી એવું લાગે છે કે હઝરત ઈસા અલયહિસ્સલામ કદાચ મુસલમાનો સમક્ષ થોડીકવાર બયાન પણ ફરમાવશે કે કેવી રીતે યુદ્ધ લડવું અને કેવી રીતે દજ્જાલનો નાશ

કરવો. આ બયાન સાંભળી લોકોનો જુસ્સો વધી જશે. અને મુસલમાનો હથિયારો સંભાળી લેશે. ઈમામ મહદી અને હઝરત ઈસા અલયહિસ્સલામને લઈ મસ્જિદના આંગણામાં આવશે. અને મસ્જિદનો મુખ્ય દરવાજો ખોલાવશે તો દજ્જાલ પોતાના અનુયાયીઓ યહુદીઓ સાથે બહાર જ હશે. તે સમયે યહુદીઓની સંખ્યા ૭૦ હજાર હશે અને તેઓ હથિયારોથી સજ્જ થઈ મસ્જિદની આગળ બગીચામાં હશે.

દજ્જાલની સાથે આટલી મોટી સંખ્યામાં યહુદીઓ કેમ હશે? આ પ્રશ્નનો ઉત્તર મેળવવા માટે આપણને ઈતિહાસ ઉપર એક નજર નાંખવી પડશે. વાસ્તવિકતા એ છે કે યહુદી એક મોભાની મહત્વકાંક્ષા ધરાવતી (જાહ પસંદ) કોમ છે. તેઓ આખા વિશ્વ ઉપર શાસન કરવાનો અધિકાર ફકત પોતાના માટે જ ઈચ્છે છે. જ્યાર સુધી તેઓની પાસે શાસન રહ્યું તેઓ આખા વિશ્વ ઉપર શાસન કરવાની પોતાની ઈચ્છાઓ જાહેર કરતા રહ્યા. પરંતુ હઝરત સુલૈમાન અલયહિસ્સલામના અવસાન પછી તેમના પતનની શરૂઆત થઈ અને બાબુલ અને અસિરીયાના શાસકોએ તેમની બધી શક્તિઓને વેર વિખેર કરી નાંખી તો તેમના ભવિષ્ય ઉપર પ્રશ્નાર્થ ચિન્હ લાગી ગયું અને તેઓ પોતાનુ શાસન સ્થાપવા વિશે શંકા કુશંકાઓના શિકાર બની ગયા.

એક ધાર્મિક કોમ હોવાના કારણે પ્રતિષ્ઠાની ઈચ્છા એ સારો ગુણ ન હતો. આ અપમાનની ભરપાઈ કરવા અને ફરીથી દુનિયામાં ઈઝઝત પ્રાપ્ત થાય તે માટે હઝરત સુલૈમાન અલયહિસ્સલામ પછીના નબીઓએ તેઓને એક મસીહના આગમનની ખબર આપી કે જેઓ આવી યહુદીઓને રૂસ્વાઈના જીવનમાં થી કાઢી ફરી ઈઝઝત અપાવશે. આ ખબરે યહુદીઓની આશાઓ ફરી બંધાવી. અને તેઓ વ્યાકુળતાથી આ મસીહના આગમનની રાહ જોવા લાગ્યા કે

તે મસીહ જલ્દીથી તેઓને રૂસ્વાઇ ભર્યા જીવનથી મુક્તિ અપાવે અને તેઓ ફરી ફલસ્તીનમાં જઈ પોતાનુ શાસન પુન:સ્થાપિત કરે. હઝરત ઈસા અલયહિસ્સલામ આગલા નબીઓની ભવિષ્યવાણીઓના સાચા યર્થાથ અને ચરિતાર્થ હતા. જો યહુદીઓએ તેમની વાત માની લીધી હોત તો તેમના રૂસ્વાઇ ભર્યા જીવનનો અંત આવી ગયો હોત. પરંતુ યહૂદીઓએ તેમની મસીહિય્યત અને નબી હોવાનો સ્વીકાર કર્યો નહી અને પક્ષપાતમાં આંધળા થઈ હઝરત ઈસા અલયહિસ્સલામનું ખૂન ચુસવાના પ્રયાસો કરવા લાગ્યા.

તે સમયથી આજ સુધી યહુદીઓ એવા મસીહની રાહ જોઈ રહ્યા છે જે શક્તિશાળી અને યુદ્ધની શક્તિમાં નિપુણ હોય અને નાઈલ નદીથી લઈ ફુરાતની નદી સુધીના બધા રાષ્ટ્ર ઉપર વિજય મેળવી યહુદીઓના શાસનની પ્રસ્થાપના કરી દે. યહુદીઓ સદીઓથી આ આશા લઈ જીવી રહ્યા છે અને આવા જ કાલ્પનિક યુગના સપનાઓથી તેમના પુસ્તકો ભરેલા છે. હવે કયામત પુર્વે જેવો જ દજ્જાલ દુનિયામાં જાહેર થઈ પોતાના જાદુથી લોકોને પ્રભાવિત કરશે યહુદીઓ તરત જ તેની પાછળ થઈ જશે. અને તેના મસીહ હોવામાં તેમને કોઈ શંકા નહી રહે. સિરિયાનો પણ તે જ રાષ્ટ્રોમાં સમાવેશ થાય છે જેને યહુદીઓ પોતાના બાપની સંપત્તિ સમજે છે. માટે તેઓ આખી દુનિયામાં ધમાલ મચાવી સિરિયા ઉપર વિજય પ્રાપ્ત કરવા દજ્જાલ સાથે દિમશ્ક તરફ પ્રયાણ કરશે અને રાતોરાત ઉમવી જામા મસ્જિદની સામે આવી રોકાણ કરશે. તેઓનો ઈરાદો સવાર પડતાની સાથે જ મુસલમાનો વિરૂદ્ધ યુદ્ધ કરવાનો હશે. બીજી તરફ મુસલમાનોની મદદ માટે સાચા મસીહ હઝરત ઈસા અલયહિ-સ્સલામ આવી પહોંચ્યા હશે. હવે સત્ય અને અસત્ય વચ્ચેની લડાઈ માટે ફકત મસ્જિદના દરવાજાની આડ હશે. ઈમામ મહદી અને

હઝરત ઈસા અલયહિસ્સલામ છેવટે આ આડને પણ હટાવી દેશે. અર્થાત દરવાજો ખોલાવશે. દરવાજો ખુલતાની સાથે જ બંને લશ્કરો વચ્ચે ખુંખાર લડાઈ થશે. તલવારો એક બીજાની સાથે ટકરાવવાથી ચિંગારીઓનો વરસાદ થશે. બરછાઓ ખુનથી લાલ થઈ જશે. ઈજા પામેલા લોકો તડપશે. લાશોનો ઢગ ખડકાઈ જશે. મેદાનમાં ખુબ જ ઘોંઘાટ હશે. એક તરફ ઈમામ મહદી અને હઝરત ઈસા અલયહિસ્સલામના હાથમાં નેતૃત્વતા હશે. જ્યારે બીજી તરફ દજ્જાલ યહુદીઓનો કમાન્ડર હશે. યુદ્ધ સમયે દજ્જાલ જેવો જ હઝરત ઈસા અલયહિસ્સલામને જોઈ લેશે તો તે ભયભીત થઈ જશે અને તેના આખા શરીર ઉપર ધ્રુજારી છવાઈ જશે. અને તે પોતાના આખા લશ્કરને લઈ મેદાનમાંથી ફરાર થઈ જશે. દિમશ્કથી નિકળીને તે ઈઝરાઈલ તરફ પ્રયાણ કરશે. અને દરૂઝ પર્વતને ડાબી બાજુ છોડી હવારીમ નામી જગ્યાએ જઈ પહોંચશે અને તેનુ આગલુ ઠેકાણુ અફીક હશે. આ શહેર સિરિયાની સરહદે આવેલું છે. અહિંયા સિરિયા, ઈઝરાઈલ અને ઉર્દુન ની સરહદો એક ત્રિકોણ બનાવે છે. આ શહેરની પશ્ચિમ તરફ થોડાક માઈલના અંતરે જ તબરિય્યાનું સરોવર છે. જેના દક્ષિણ-પશ્ચિમમાં પર્વતોની વચ્ચે એક લાંબો રસ્તો નિચાણવાળા વિસ્તારમાં છે. દજ્જાલ અફીકના રસ્તા મારફતે ઉર્દુનના કિનારેથી થઈ સીધો ઈઝરાઈલ પહોંચશે. તે બરાબર આગળ ધપતો રહેશે. આગળ લાંબા અંતરે લુદ નામક શહેર છે. જે રાજધાની તલઅવીવથી થોડાક માઈલના અંતરે આવેલુ એક શહેર છે. ઈઝરાઈલની સરકારે અત્યારે ત્યાં ખુબ જ મોટું ફોજી એરપોર્ટ બનાવ્યું છે. આ રીતે દિમશ્કથી લુદ સુધી ઘણા કી.મી.નું અંતર છે. પાછળ હઝરત ઈસા અલયહિસ્સલામના નેતૃત્વવાળુ લશ્કર તેનો પીછો કરતુ હશે. તે ભયભિત થઈ જેવો લુદ નામક શહેરમાં પ્રવેશવા માંગશે હઝરત ઈસા અલયહિસ્સલામ આ શબ્દો કહેતા તેની નજીક

પહોંચી જશે કે ''તુ મારા હુમ્લાથી બચીને કયાં જઇશ? હું તને કતલ કરીને જ જંપીશ.'' દજ્જાલની હાલત દિમશ્કથી જ એવી થઇ ગઇ હશે કે જો તેને અડકવામાં પણ ન આવે તો પણ તેનુ આખુ શરીર ઓગળી જાય અને તે મૃત્યુ પામે. પરંતુ તે હઝરત ઈસા અલયહિસ્સલામના હાથે કતલ થશે એવુ તકદીરમાં લખાયેલું છે. એટલે હઝરત ઈસા અલયહિસ્સલામ પોતાનો ભાલો લઈ આગળ વધશે. અને ભાલો તેના શરીરમાં ઉતારી દેશે આ હુમ્લો ઘણો જ સખ્ત હશે. જેના લીધે દજ્જાલ ઉંહકારો ભરી મૃત્યુ પામશે. હઝરત ઈસા અલયહિસ્સલામ તેને કતલ કરી પોતાનો ભાલો જે દજ્જાલના લોહીથી રંગીન થઇ ગયો હશે ઉંચો કરશે કે બધાને વિશ્વાસ થઇ જાય કે દજ્જાલનું મૃત્યુ થઇ ગયુ છે.

## ★ ઈઝરાઈલ પર વિજય

દજ્જાલના મૃત્યુની ખબર યહૂદીઓ માટે આઘાતજનક પુરવાર થશે. દજ્જાલથી તો તેઓએ પોતાની આશાઓ બાંધી હતી. અને સદીઓથી તેઓ સપના જોઈ રહ્યા હતા કે મસીહ આવશે અને નાઈલ નદીથી લઇ ફુરાતની નદી સુધીના બધા રાષ્ટ્રો ઉપર વિજય પ્રાપ્ત કરી યહૂદીઓના શાસનની પુનઃ સ્થાપના કરશે. પરંતુ આજે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ઉમ્મતના લડવૈયાઓએ તેને તેના ઘરમાં ઘુસી કતલ કરી નાંખ્યો હશે. આજે યહૂદીઓના આધાર સ્તંભ સમાન દજ્જાલ લોહીમાં લથપથ થઈ પડયો હશે. આ આઘાતજનક દ્રશ્ય જોઈ યહૂદીઓ ભયભિત થઇ જેને જ્યાં રસ્તો મળશે ત્યાં ફરાર થવાના પ્રયાસો કરશે. પરંતુ ફરાર થવાના બધા જ રસ્તાઓ તેમના માટે બંધ થઇ જશે. કેમ કે ઇસ્લામી લડવૈયાઓ આખા શહેરમાં ફેલાઇ જશે. અને યહુદીઓનો કત્લેઆમ શરૂ થઇ

જશે. તે સમયે હઝરત ઈસા અલયહિસ્સલામના શ્વાસમાં એ વિશેષતા જન્માવી દેવામાં આવશે કે તેમનો શ્વાસ નાકમાંથી નિકળી જે કાફિર સુધી પહોંચશે તે ત્યાં જ મરી જશે. અને આ શ્વાસ હઝરત ઈસા અલયહિસ્સલામની જ્યાં સુધી નજર પહોંચશે ત્યાં સુધી કામ કરશે. જો કોઇ યહુદી ઘરમાં સંતાઈ જશે તો ઘરની દિવાલો બોલશે અને મુસલમાનોને ખબર કરશે કે મુસલમાનો આવો આ ઘરમાં યહુદી સંતાઈ રહ્યો છે. મુસલમાન તે ઘરમાં પહોંચી યહુદીને કતલ કરી દેશે, એવી જ રીતે જે યહુદી પત્થરની પાછળ સંતાયેલો હશે તો તે પત્થર ખબર કરશે. એવી જ રીતે જો કોઈ યહુદી વૃક્ષની પાછળ સંતાઈ રહ્યો હશે તો વૃક્ષ પણ બોલશે અને મુસલમાનને પોતાની પાસે બોલાવશે. મુસલમાન ત્યાં પહોંચી યહૂદીને કત્લ કરી દેશે. પરંતુ ફક્ત ‘ગરકદ’નામનું વૃક્ષ ખબર નહી કરે કારણ કે હદીષમાં તેનુ યહૂદીઓના વૃક્ષ તરીકે વર્ણન કરવામાં આવ્યું છે. આશ્ચર્યજનક બાબત એ છે કે વર્તમાનયુગમાં ઈઝરાઈલી સરકારે લુદ શહેરમાં ‘ગરકદ’ નામક વૃક્ષની રોપણી ઉપર પોતાનું ધ્યાન કેન્દ્રીત કર્યું છે. અત્યારે ગરકદના વૃક્ષો મોટા પ્રમાણમાં ત્યાં જોવા મળે છે.

આ રીતે યહુદીઓને ખત્મ કરી દેવામાં આવશે. દરેક ગલી અને દરેક ઘર લાશોથી ભરાઈ જશે. કાલ સુધી જેઓ ઈસ્લામને પડકારતા હતા તેઓ આજે બેટુકડાના કફન માટે તરસી રહ્યા હશે. આ દિવસ યહૂદીઓનો અંતિમ દિવસ હશે.

અહિંયા આવી એક પ્રશ્ન ઉદ્દભવે છે કે લુદની લડાઈમાં નિ:શંક ઘણા બધા યહુદીઓને કત્લ કરી દેવામાં આવશે પરંતુ યહુદીઓનો સંપુર્ણ ખાત્મો તો નહી થાય કેમ કે બધા યહુદીઓ લુદ નામક શહેરમાં તો નહી હોય. બલ્કે દુનિયાના અલગ અલગ દેશોમાં વસેલા હશે તો ફક્ત લુદની લડાઈથી તેમનો ખાત્મો કેવી રીતે શક્ય બનશે? આ

પ્રશ્ન જો આજથી ૫૦ વર્ષ પુર્વે કરવામાં આવ્યો હોત તો તેનો ઉત્તર આપવો મુશ્કેલ હતો. પરંતુ વર્તમાન પરિસ્થિતિમાં આ પ્રશ્નનો ઉત્તર ખુબ જ સરળ છે. કે ફલસ્તીનમાંથી આરબોનો દેશનિકાલ કરવામાં આવી રહ્યો છે અને અત્યારે ત્યાં એક શક્તિશાળી યહુદી સરકાર છે જે ફલસ્તીનમાં આવનાર દરેક યહુદી માટે જાજમ બિછાવી રહી છે. અને આવનાર યહૂદીનું ઉષ્માભેર સ્વાગત કરી તેના રહેવાની બધી જ વ્યવસ્થા કરી દે છે. યહુદી સરકારના આ આવકારના કારણે યુરોપ અને એશિયાના ઘણા યહુદીઓ સ્થળાંતર કરી ઈઝરાઈલમાં વસી રહ્યા છે. સ્થળાંતર કરવાનું કાર્ય ઈ.સ.૧૯૪૮ થી શરૂ કરવામાં આવ્યુ અને આજ સુધી ચાલુ છે અને ભવિષ્યમાં પણ ચાલુ રહેશે. અહીંયા સુધી કે ઈમામ મહદીના જાહેર થવા પુર્વે સમગ્ર દુનિયાના યહૂદીઓ સ્થળાંતર કરી ઈઝરાઈલ પહોંચી જશે.અને જો કોઈ બાકી રહ્યા હશે તો દજ્જાલ આખી દુનિયાના પોતાના ચક્કરમાં રહી ગયેલા યહુદીઓને પોતાની સાથે લઈ આવશે. જેસમયે લુદ નામક શહેરમાં લડાઈ થશે તે સમયે ૧૦૦% યહુદીઓ ઈઝરાઈલમાં હશે. અને તેઓનુ કોઈ દુધ પીતુ બાળક પણ આ યહુદીમાળાથી અલગ નહી હોય.

બધા યહુદીઓને એક સાથે ઈઝરાઈલમાં ભેગા કરી દેવા આ કુદરતનો એક પુર્વયોજિત પ્લાન હશે. જાહેરમાં એવુ લાગે છે કે ઈમામ મહદી પાસે સમય થોડો હશે અને આ થોડા સમયમાં તેઓને ઈસાઈયત અને યહુદિયતનો નાશ કરવાનો હશે. ઈસાઈયતનો નાશ કરવા પછી યહુદીઓનો નાશ કરવા માટે સૌથી સારી રીત એ હશે કે યહુદીઓ બધા જ એક જગ્યાએ એકત્રીત હોય તો ઈમામ મહદી, હઝરત ઈસા અલયહિસ્સલામ સાથે મળી તેઓને એક સાથે ખત્મ કરી દે. એટલા માટે કુદરત વિશ્વભરના યહુદીઓને ઈમામ મહદીના આગમન પુર્વે જ ઈઝરાઈલમાં ભેગા કરી દેશે. આજે યહુદીઓને

ખુશી થાય છે કે તેઓ ઈઝરાઈલમાં વસી રહ્યા છે પરંતુ આ મુર્ખ લોકોને ખ્યાલ નથી કે તેઓ પોતાના કતલખાનામાં ભેગા થઈ રહ્યા છે.

દજ્જાલના કતલ, યહુદીઓનો નાશ કરવામાં અને ઈઝરાઈલ પર વિજય પ્રાપ્ત કરવામાં કેટલાય મહીનાઓ લાગી જશે. જેમ કે સુનને અબુ દાઉદમાં છે કે ''હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે મલ્હમા (મોટી લડાઈ) અને કુસ્તુનતુનિયા પર વિજય મેળવવામાં છ વર્ષો લાગશે અને સાતમાં વર્ષે દજ્જાલ નિકળશે.'' (અબુ દાઉદ ભાગ-૪, પેજ નં.-૧૧૦, હદીષ નં.-૪૨૯૬) ઈમામ મહદી દિમશ્કમાં સૌથી પહેલા ઈસાઈઓ વિરૂદ્ધ જે યુદ્ધ લડશે હદીષમાં તેને મલ્હમા (મોટી લડાઈ) કહેવામાં આવ્યું છે. તેના પછી લેબેનોન અને યુરોપ ઉપર આક્રમણ કરશે. જેમાં છ વર્ષ લાગશે. પછી કુસ્તુનતુનિયા (ઈસ્તંબુલ) પર વિજય થતાં જ સાતમા વર્ષની શરૂઆતમાં દજ્જાલ નિકળી આવશે. અને એક વર્ષ તેને અને યહુદીઓનો નાશ કરવામાં લાગશે.

નોટ :- એક હદીષમાં છ અને સાત વર્ષની જગ્યાએ છ અને સાત મહીનાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પરંતુ ઈમામ અબૂ દાઉદના મત મુજબ સાત વર્ષવાળી રીવાયત સહીહ છે. .....અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

આ રીતે યહુદીઓનો નાશ કરી દેવામાં આવશે અને ઈઝરાઈલ ઉપર વિજય પ્રાપ્ત કરી લેવામાં આવશે અને બયતુલમુકદ્દસ મુસલમાનોના હાથમાં આવી જશે. બયતુલમુકદ્દસ પ્રથમ વખતે હઝરત ઉમર રદીયલ્લાહુ અન્હુ ના સમયમાં વિજયી થયું હતુ તે સમયે હઝરત ઉમર રદીયલ્લાહુ અન્હુ પોતે મસ્જિદે અકસા ગયા હતા, બીજી વખતે છઠ્ઠી સદી હિજરીમાં સુલ્તાન સલાહુદ્દીન ઐયુબીએ ફતેહ કર્યું હતુ અને ત્રીજી વખતે હઝરત ઈસા અલયહિસ્સલામ અને ઈમામ

મહદી ના હાથે વિજયી થશે. દિલ કહે છે કે હઝરત ઉમર રદીયલ્લાહુ અન્હુ અને સુલ્તાન સલાહુદ્દીન ઐયુબીની જેમ હઝરત ઈસા અલયહિસ્સલામ અને ઈમામ મહદી મસ્જિદે અકસામાં પહોંચી તે ખુદાનો આભાર (શુક્રિયા) અદા કરશે જેણે યહુદીઓને રૂસ્વા કરી ફરી એક વખત મુસલમાનોની હાથમાં બયતુલમુકદ્દસ અર્પણ કરી દીધું.

## ★ વિશ્વવ્યાપી યુદ્ધ

બયતુલમુકદ્દસ પર વિજય અને યહુદીઓના પતન પછી ઈમામ મહદી અને હઝરત ઈસા અલયહિસ્સલામ આખા વિશ્વ ઉપર વિજય પ્રાપ્ત કરવા માટે તેઓ ક્રોસ (સલીબ)ને તોડી પાડશે.અને સુવ્વરો (ભુંડ)નો નાશ કરી દેશે. આ બંને વસ્તુઓ ઈસાઈધર્મના સિદ્ધાંતો છે એટલે આ બંને વસ્તુઓના નાશ પછી ઈસાઈયતનુ પણ પતન થઈ જશે. અને તેની કોઈ જડ બાકી નહી રહે. હદીષોમાં આ વાતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે તેઓ ઈસ્લામી શાસનમાં ગેરમુસ્લિમો પાસેથી લેવામાં આવતો ટેક્ષ પણ લેવાનું બંધ કરી દેશે.

અહીંયા સુધી આવી આજના સુપરપાવર અમેરીકાનો ખ્યાલ આવે છે કે તે સમયે કઈ પરિસ્થિતિમાં હશે? એનો સુપર પાવર બાકી રહેશે? અથવા યુરોપ અને ઈઝરાઈલની સાથે તે પણ પતનના માર્ગે હશે. જો બીજી પરિસ્થિતિ હોય તો કોઈ પ્રશ્નજ નથી. પરંતુ જો પહેલી પરિસ્થિતિ હોય તો પ્રશ્ન એ છે કે ઈમામ મહદી અને હઝરત ઈસા અલયહિસ્સલામ તેની સાથે કેવુ વર્તન કરશે? અમારી ધારણા પ્રમાણે તે સમયે સુપરપાવર નહી હોય, હાં, અમેરીકાની થોડી ઘણી શકિત બાકી હશે એટલે ઈમામ મહદી અને હઝરત ઈસા અલયહિસ્સલામ તેની ઉપર પણ આક્રમણ કરશે કેમ કે તેઓનો હેતુ

યહુદિયત પછી ઈસાઈયતનો પણ નાશ કરવાનો હશે. આ કાર્ય અમેરિકા પર આક્રમણ કર્યા વગર પુર્ણ નહી થાય કેમ કે અમેરીકા આજે ઈસાઈયતનું સૌથી શક્તિશાળી દેશ છે.

સહીહ હદીષમાં આ વાતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે તમે લોકો અવશ્ય સફેદ ઘર ઉપર વિજય પ્રાપ્ત કરશો. આ સફેદઘરથી અમુક ઉલમાએ તે સમયનુ સુપરપાવર દેશ ઈરાનના રાજાના મહેલને મુરાદ લીધુ છે. જેની ઉપર વિજય હઝરત ઉમર રદીયલ્લાહુ અન્હુના સમયમાં થઈ ગયો હતો. પરંતુ એરેબિક કાયદા મુજબ હદીષમાં જે સફેદઘરનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેનાથી કોઈપણ સફેદ ઘરને મુરાદ લઈ શકાય છે. વર્તમાન યુગમાં તેનો સીધો અર્થ ‘‘વ્હાઈટ હાઉસ’’થી થઈ શકે છે. હવે હદીષ શરીફમાં જે સફેદ ઘર પર વિજયની ભવિષ્યવાણી કરવામાં આવી છે તેનાથી મુરાદ અમેરીકાનું વ્હાઈટ હાઉસ હોઈ શકે છે. અને મુસલમાનો તેની ઉપર આક્રમણ કરી તેની ઉપર વિજય પ્રાપ્ત કરી લેશે.

અમેરીકા ઉપર આક્રમણ કર્યા પછી ઈસાઈઓની પણ કમર તુટી જશે અને બચી ગયેલા ઈસાઈઓ હઝરત ઈસા અલયહિસ્સલામના હાથ ઉપર ઈસ્લામ સ્વીકારી લેશે. અને આ રીતે અલ્લાહ તઆલાનું વચન પણ પુરૂ થઈ જશે. જે હઝરત ઈસા અલયહિસ્સલામ ને આસ્માન પર ઉઠાવી લેતા સમયે કરવામાં આવ્યું હતું કે એહલે કિતાબમાંથી અમુક લોકો હઝરત ઈસા અલયહિસ્સલામ પર તેમના અવસાન પહેલા અવશ્ય ઈમાન લઈ આવશે અને કયામતના દિવસે હઝરત ઈસા અલયહિસ્સલામ તેમના વિશે ગવાહી આપશે. (સુરતુન્નીસાઅ્)

## ★ સમગ્ર દુનિયા પર જીત

યહુદિયત અને ઈસાઈયતના મુખ્યમથકોનો નાશ કર્યા પછી

ઈમામ મહદી અને હઝરત ઈસા અલયહિસ્સલામ વાયુવેગે સમગ્ર દુનિયાનો એક ચકકર લગાવશે જેથી દજ્જાલી ફિત્નાની બાકી રહેલ નિશાનીઓનુ તત્કાલિક પતન કરી શકાય અને બાતિલનું કોઈ નિશાન બાકી ન રહે. આ માટે તેઓ એવી દરેક જગ્યાએ પહોંચશે જ્યાં દજ્જાલે કહેર મચાવ્યો હશે અને તેના દ્વારા સતાવવામાં આવેલ મુસલમાનોને મોટા પુણ્ય ની ખુશખબરી આપશે અને સમગ્ર દુનિયા ઉપર જીત પ્રાપ્ત કર્યા પછી સમગ્ર દુનિયામાં ન્યાયિક ઈસ્લામી શાસનની પ્રસ્થાપના કરશે. તે સમયે ઈસ્લામનો ઝંડો બુલંદ થશે.સમગ્ર દુનિયા ઈસ્લામની શિતળ છાયામાં આવી જશે. લાંબા સમય પછી ખિલાફતે રાશેદાની પુનઃ સ્થાપ્ના થશે. કષ્ટોનો નાશ થશે અને આખા જગતમાં ન્યાય જ ન્યાય હશે. માલેગનીમતના ઢગ ખડકાઈ જશે. બધી જ વસ્તુઓમાં બરકત જ બરકત હશે અને વાતાવરણમાં નૂર પથરાયેલુ હોવાનો એહસાસ થશે. અને આ રીતે હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ભવિષ્યવાણી પુર્ણ થશે. કે ‘‘એક સમય એવો આવશે કે દરેક કાચા અને પાકા મકાનમાં ઈસ્લામ દાખલ થઈ જશે.’’



## ★ સુવર્ણયુગ

હઝરત ઈસા અલયહિસ્સલામ અને ઈમામ મહદીનો આ યુગ ઉમ્મતનો ઐતિહાસિક સુવર્ણયુગ હશે. હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ પોતાની ચમત્કારીક શૈલીમાં તેનું ઘણુજ આશ્ચર્યજનક દૃશ્ય રજુ કર્યું છે. અમો અમુક અહાદીષને ક્રમવાર રજુ કરીએ છીએ, જેમા તે સમયની મુસલમાનોની પરિસ્થિતિ વિશે આશ્ચર્યજનક વાતો નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

(૧) હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે મારી ઉમ્મતમાં

એક મહ્દી આવશે. તેઓનું શાસન ઓછામાં ઓછુ સાત વર્ષ અને વધારે માં વધારે આઠ અથવા નવ વર્ષ સુધી રહેશે. મારી ઉમ્મત તેઓના યુગમાં એટલી સમૃધ્ધ થઈ જશે કે એટલી સમૃધ્ધ કદીય નહી થઈ હોય. આસમાનથી પુષ્કળ પ્રમાણમાં વરસાદ વરસશે અને જમીનમાંથી પુષ્કળ પ્રમાણમાં ખેતી ઉત્પન્ન થશે. અને જમીન પોતાના બધાજ ખજાનાઓ બહાર કાઢી નાંખશે અને માલ વહેતો વહેતો ફરશે. અહીંયા સુધી કે એક માણસ ઉભો થઈ કહેશે કે હે! મહ્દી માલ અર્પણ કરો, ઈમામ મહ્દી તે માણસથી કહેશે કે જેટલી ઈચ્છા હોય એટલો માલ પોતે લઈ લો. (અવસત તબરાની: ભાગ-૫, પેજ-૩૧૧, હ્દીષ નં.-૫૪૦૬)

(૨) હઝરત અબુ સઈદ ખુદરી રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે હું તમોને મહ્દીની ખુશ ખબરી આપું છું. જે મારી ઉમ્મતમાં મતભેદ અને બેચેનીના સમય માં આવશે. તેઓ આવી કષ્ટોથી ભરાયેલી દુનિયાને ન્યાયથી ભરી દેશે. ધરતી અને આકાશવાળાઓ તેઓથી પ્રસન્ન થઈ જશે. તેઓ ન્યાયીક રીતે માલની વહેંચણી કરશે, તેમના શાષનકાળમાં અલ્લાહ તઆલા લોકોના દિલોમાં નિ:સ્પૃહતા અને ઈસ્તીગ્ના ભરી દેશે. તેમનો ન્યાય વિશ્વવ્યાપી હશે. તેઓ ખુલ્લેઆમ એલાન કરશે કે જે માણસને માલની જરૂરત હોય તે ઈમામ મહ્દી પાસે આવે. આ એલાન સાંભળી ફક્ત એક માણસ ઉઠશે, ઈમામ મહ્દી તેનાથી કહેશે કે ખજાનચી પાસે જઈ કહો કે ઈમામ મહ્દી નો હુકમ છે કે તમે મને માલ આપો. આ માણસ ખજાનચી પાસે જશે, ખજાનચી તેને કહેશે પોતાના ચાળ(દામન)માં ભરીને માલ લઈ જાવ તે માણસ પોતાનું ચાળ(ખોળો) ભરીને માલ લેશે, પરંતુ જયારે તે માણસ બારણે પહોચશે તો તેને પસ્તાવો થશે કે હું જ ફક્ત ઉમ્મતમાં લાલચુ માણસ છું, શું મારા

માટે તે વસ્તુઓ પૂરતી નથી જે બીજાઓ માટે પૂરતી છે. પછી આ માણસ અંતરાત્માના ધિક્કાર પર તે માલ પરત કરવા માંગશે.પરંતુ તેનાથી આ માલ પરત લેવામાં આવશે નહી. ઈમામ મહદી તરફથી એલાન કરવામાં આવશે કે અમે આપેલો માલ પરત લેતા નથી. ઈમામ મહદીની સખાવત સાત,આઠ અથવા નવ વર્ષો સુધી રહેશે. પછી તેમનું મૃત્યુ થઇ જશે.અને પછીના લોકોના જીવનમાં કોઇ ખૂબી નહી રહે.(મુસ્નદે અહમદ: ભાગ-૧૭,પેજ-૪૨૭, હદીષનં.- ૧૧૩૨૬)

(૩) હઝરત ઉમ્મે સલમા(રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે હુઝુરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે ઈમામ મહદી ખજાનાઓનું મુખ ખોલી નાંખશે અને ખુબ સખાવત કરશે અને આખી દુનિયામાં ઈસ્લામ છવાઈ જશે. (આ રેહમત અને બરકત સાથે) લોકો સાત અથવા નવ વર્ષ રહેશે. (મુઅજમે કબીર તબરાની : ભાગ-૨૩, પેજ-૩૯૦, હદીષ-૯૩૧)

(૪) હઝરત અબુ હુરૈરા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું કે અવશ્ય અને અવશ્ય હઝરત ઈસા(અલયહિસ્સલામ) આસ્માનથી ઉતરશે. તેઓ એક ન્યાયી બાદશાહ હશે અને સલીબ(ક્રોસ)ને તોડી પાડશે. સુવ્વરનો પણ નાશ કરી દેશે અને ટેક્ષ લેવાનું બંધ કરી દેશે. સમૃદ્ધિ અને ખુશહાલીને લઈ જવાન અને શક્તિશાળી ઉંટણીઓને છોડી દેવામાં આવશે, તેણી ન કોઈ ઉપેક્ષા કરવામાં આવશે અને તેમના પ્રત્યે લોકોમાં કોઈ આકર્ષણ બાકી નહી રહે. ક્ષેપ(કિનો) ખત્મ થઈ જશે દુશ્મની દિલોમાંથી નિકળી જશે અને ઈર્ષા-અદેખાઈ ખત્મ થઈ જશે લોકો પાસે માલ એટલો હશે કે લોકોને માલ આપવામાં આવશે પરંતુ કોઈ માલ સ્વીકારવા માટે તૈયાર નહી થાય. (મુસ્લિમ શરીફ : ભાગ-૧, પેજ-૧૩૬, હદીષ નં. ૧૫૫)

(૫) હઝરત ઉમ્મે સલમા(રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે ઈમામ મહદી ખુબ સખાવત કરશે. લોકોને હુઝુર(સ.અ.વ)ની સુન્નત પર ચલાવશે, ઈસ્લામ આખા વિશ્વમાં છવાઈ જશે, તેઓ સાત અથવા નવ વર્ષ સુધી જીવીત રહેશે પછી તેઓનું અવસાન થઈ જશે અને મુસલમાનો તેઓની જનાઝાની નમાઝ પઢશે. (અબુ દાવૂદ શરીફ : ભાગ-૪, પેજ-૧૦૭, હદીષ નં.-૪૨૮૬)

ઈમામ મહદીના સુવર્ણયુગ વિશે આ પાંચ હદીષોનું વર્ણન કરવામાં આવ્યું. આ રિવાયતોથી આ વાત સ્પષ્ટ થાય છે કે તે સમયે અસત્યનો નાશ થઈ જશે. કષ્ટો(જુલમ)નો સંપૂર્ણ નાશ થઈ જશે. ન્યાય ફેલાઈ જશે. આસ્માન થી વરસાદ ખૂબ વરસશે. જમીન પોતાના બધાજ ખજાનાઓ બહાર ફેંકી દેશે. જાનવરોની સંખ્યા વધી જશે, માલ લોકો પાસે પુષ્કળ પ્રમાણમાં હશે. માલે ગનીમતના ઢગલા ખડકાઈ જશે, ખજાનાઓ પર કોઈ રક્ષક કે ચોકીદાર રાખવાની જરૂરત નહી પડે. બધા લોકો બે-ફિકર(નિશ્ચિંત) થઈ જીવન ગુઝારશે. માલમાં કોઈ પણ જાતની રૂચી નહી રાખે. સદકા અને ઝકાતનો માલ લેનાર શોધ્યા પછી પણ નહી મળે, દ્રેષ ખત્મ થઈ જશે અને ઈર્ષા લોકોના દિલોમાંથી નિકળી જશે. પ્રેમથી દિલ ભરાઈ જશે, લોકોનું ધ્યાન દીન પ્રત્યે એટલુ વધી જશે કે લોકો એક સિજદા માટે આખી દુન્યા કુરબાન કરવા માટે તૈયાર થઈ જશે અને લોકો ઈચ્છા કરશે કે કાશ તેમના બાપ-દાદાઓ જીવીત હોત તો તેઓને પણ આ સુવર્ણ યુગ અને સુખમય જીવન જોવા મળ્યુ હોત!!!

## ★ ઈમામ મહદીનું અવસાન

દુન્યાને અંધારપટ માંથી પ્રકાશમાં લાવ્યા પછી ઈમામ

મહદીનું કાર્ય પૂર્ણ થઈ જશે અને સાત, આઠ અથવા નવ વર્ષ પછી તેમનું અવસાન થઈ જશે. હઝરત ઈસા(અલયહિસ્સલામ) તેમની જનાઝાની નમાઝ પઢાવશે અને મુસલમાનો તેઓની દફન વિધિ કરશે.

હવે દજ્જાલ વિશે વિગતવાર માહિતી રજુ કરવામાં આવે છે.

.......................

બસ્મિહી તઆલા

# દજ્જાલ

આજના યુગમાં વિશ્વમાં મૌજૂદ ત્રણેય મોટા મોટા આસમાની ધર્મો (ઈસ્લામ, યહુદિયત અને ઈસાઈયત)ના માનનારા લોકો એક અસ્તિત્વ (હસ્તી)ની રાહ જોઈ રહ્યા છે. જે છેલ્લા યુગમાં આવી માનવ સમાજને મુક્તિ અપાવનાર સાબિત થશે. બધા જ આસમાની ધર્મોના પવિત્રગ્રંથોમાં આ મુક્તિ અપાવનારના આગમનનું વચન આપવામાં આવ્યું છે. આ હસ્તીના આગમન ઉપર બધાજ ધર્મોના લોકો એક મત છે, પરંતુ તે હસ્તી કોણ છે? તેમાં લોકોનો મતભેદ છે.

મુસલમાનો હઝરત ઈસા અલયહિસ્સલામના આસમાનથી ઉતરવાની રાહ જોઈ રહ્યા છે. મુસલમાનોની માન્યતા છે કે હઝરત ઈસા અલયહિસ્સલામ આસમાનથી ઉતરીને દજ્જાલને કતલ કરશે. ઈસાઈઓના ધાર્મિક ચિન્હ (ક્રોસ,સલીબ)ને તોડી પાડશે. સુવ્વરને મારી નાંખશે અર્થાત દુનિયામાં ક્રોસ (સલીબ)ની પુજા બંધ કરાવી દેશે અને સુવ્વર જેવા નાપાક જાનવરનું માંસ ખાવા પર પ્રતિબંધ લગાવી દેશે. ઈસ્લામી શાસનકાળમાં ગેરમુસ્લિમો પાસેથી લેવામાં આવતો ટેક્ષ પણ બંધ કરાવી દેશે કેમ કે તેમના શાસનકાળમાં કોઈપણ ગેરમુસ્લિમ નહી હોય કે તેની પાસેથી ટેક્ષ વસુલ કરવામાં આવે! અને આખા વિશ્વમાં ન્યાયિક ઈસ્લામી શાસનની સ્થાપ્ના કરશે.

ઈસાઈ ધર્મના લોકો પણ હઝરત ઈસા અલયહિસ્સલામના ઉતરવાની રાહ જોઈ રહ્યાં છે. તફાવત ફક્ત એટલો જ છે કે તેઓની માન્યતા છે કે હઝરત ઈસા અલયહિસ્સલામને જ્યારે શુળી પર

ચઢાવવામાં આવ્યા તેનાથી ત્રણ દિવસ પછી તેઓને આસમાન ઉપર ઉઠાવી લેવામાં આવ્યા અને પછી છેલ્લા યુગમાં ફરી તેઓ આ ધરતી ઉપર ઉતરશે અને ઈસાઈઓ સિવાય બધાજ ધર્મના લોકોનો ખાત્મો બોલાવી દેશે અને ઈસાઈઓની માન્યતા એ પણ છે કે જ્યારે હઝરત ઈસા અલયહિસ્સલામ લોકોને નષ્ટ કરતા હશે ત્યારે ઈસાઈઓ આસમાન ઉપર બેસી આ દશ્ય નિહાળતા હશે. જ્યારે મુસલમાનોની માન્યતા એ છે કે અલ્લાહ તઆલાએ હઝરત ઈસા અલયહિસ્સલામ ને જીવંત આસમાન પર ઉઠાવી લીધા અને તેમને મારવા આવનાર યહૂદીઓ તેમનો એક વાળ પણ વાંકો ના કરી શકયા. પછી તેઓ છેલ્લા યુગમાં આસમાનથી ઉતરશે અને યહુદીઓના અસ્તિત્વને ખતમ કરી દેશે. અને યહુદીઓ સાથે એવા ઈસાઈઓને પણ નષ્ટ કરી દેશે જેઓ સહયુની ઈસાઈઓ થઈને યહુદીઓનો સાથ આપે છે. અમુક ઈસાઈઓ એવા પણ હશે જેઓ હઝરત ઈસા અલયહિસ્સલામના હાથ પર ઈસ્લામ ધર્મનો અંગિકાર કરશે.

યહુદી જે હસ્તીની રાહ જોઈ રહ્યા છે તે તેમની માન્યતા પ્રમાણે હઝરત દાઉદ અલયહિસ્સલામની અવલાદમાંથી ‘અલકાઈમુલ મુન્તઝર’ છે. અને યહુદીઓનું એવું માનવું છે કે યહુદીઓ તેમના જોડે થઈ આખા વિશ્વ ઉપર રાજ કરશે. અને તેમની એક માન્યતા તે પણ છે કે મસય્યા (દજ્જાલ)ના આગમન પર વિશ્વ પર તેમનું શાસન પ્રસ્થાપિત થઈ જશે. બધાજ લોકો યહુદીઓ સામે ઘુટણ ટેકવી દેશે. પછી યહુદીઓ તેમનામાંથી અમુક તેવા લોકોને જીવતા છોડશે જેમણે પોતાની સેવા માટે રાખવા માંગતા હશે. બાકી લોકોને મારી નાંખશે.

આ ત્રણેય ધર્મના લોકોની માન્યતા પ્રમાણે તે અસ્તિત્વ

(હસ્તી)ના આગમનથી માનવ સમાજને મુક્તિ પ્રાપ્ત થવા પહેલા એક ભયાનક વિશ્વ યુદ્ધ થશે અને આ વિશ્વ યુદ્ધમાં ઓછામાં ઓછા ૨/૩ લોકોનો નાશ થઈ જશે. અને જીવતા બચેલા લોકો વિશ્વ ઉપર પોતાનુ શાસન ચલાવશે જેમાં તેમનો કોઈ ભાગીદાર નહી હોય. હવે પ્રશ્ન એ છે કે તે એક ૧/૩ લોકો કોણ હશે? અને તેઓ કેવી રીતે રાજ કરશે?

આ પ્રશ્નનો જવાબ તો આવનારો સમય જ નક્કી કરશે. આ સવાલનો જવાબ ફલસ્તીનની નજીક આવેલ હરમજદોન નામી મેદાનમાં મળશે. જેને પશ્ચીમીરાષ્ટ્રો આરમીગેડોન (Armageddon) કહે છે. ઈસાઈ અને યહુદીઓ આ યુદ્ધની તૈયારીમાં લાગેલા છે સાચી વાત એ છે કે તેઓ તૈયારી કરી ચુક્યા છે અને તેઓ **પોતાની માન્યતા** પ્રમાણે ફક્ત એક ધમાકાની રાહ જોઈ રહ્યાં છે જે ગુંબદે સખરા (Dom of the Rock)ની ધ્વસ્ત ઈમારત ગુંબદે સખરાની નીચે થશે. જયારે આ ગુંબદના પાયા ઉખડી હૈકલના અવશેષો બહાર આવી જશે ત્યારે મસીહા (દજ્જાલ) નિકળશે અને તેના નિકળવા પછી યહુદી સિવાય બધાજ ધર્મના લોકોનો ખાત્મો બોલાવી દેવામાં આવશે અને પછી યહુદીઓ આખા વિશ્વમાં પોતાનું શાસન ચલાવશે.

આગળની વાત વર્ણન કરતા પહેલા હૈકલ વિશે થોડી માહિતિ રજુ કરવામાં આવે છે.

**હૈકલે સુલૈમાની :**–હૈકલનો અર્થ ઉપાસનાગૃહ એટલે પ્રાર્થના અને ઈબાદતની જગ્યાનો થાય છે. યહુદીઓની માન્યતા છે કે આજે જે જગ્યાએ મસ્જિદે અકસા છે તે જગ્યાએ  કોઈ સમયે હઝરત સુલૈમાન અલૈ.  એ સૌથી પહેલા બનાવેલ ઉપાસના ગૃહ હતો જે કોઈ જમાનામાં ધ્વસ્ત થઈ ગયો હતો. આ માન્યતાને લઈ તેઓ આજે ઈચ્છે છે કે મસ્જિદેઅકસાને ધ્વસ્ત કરી ફરીથી હઝરત

સુલૈમાન અલયહિસ્સલામે બનાવેલ ઉપાસના ગૃહ બનાવે. પરંતુ ઈતિહાસની દ્રષ્ટિએ યહુદીઓનો આ દાવો તદ્દન જુઠો છે. કેમ કે ઈતિહાસથી આ વાત સાબિત છે કે જે જગ્યાએ આજે મસ્જિદે અકસા છે ત્યાં હઝરત સુલેમાન અલયહિ- સ્સલામના સમયથી બે હજાર વર્ષ પુર્વે એક ઉપાસના ગૃહ હતુ આ હઝરત આદમ અલયહિસ્સલામના સમયમાં પણ હતો. બુખારી શરીફમાં આ વાતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે કઅ્બા શરીફ અને મસ્જિદે અકસાના નિર્માણ વચ્ચે ફકત ચાલીસ વર્ષનું અંતર છે. અને આ વાત બધાજ લોકો જાણે છે કે કઅ્બા શરીફનું સૌ પ્રથમ નિર્માણ હઝરત આદમ અલયહિસ્સલામે કર્યું હતુ. આ રીતે આ વાત સ્પષ્ટ થઈ જાય છે કે મસ્જિદે અકસાનું નિર્માણ હઝરત સુલૈમાન અલયહિસ્સલામના આગમન પુર્વે જ થઈ ગયું હતું. બીજી વાત એ પણ છે કે હઝરત સુલૈમાન અલયહિસ્સલામે બંધાવેલ મસ્જિદે અકસા ઘણી વખત ભુકંપ કે રાજાઓના આક્રમણથી ધ્વસ્ત થઈ ગઈ અને ફરી ઘણી વખત બનાવવામાં આવી. હઝરત ઈસા અલયહિસ્સલામ પુર્વે છઠ્ઠી સદીની શરૂઆતમાં બાબુલના રાજા બુખ્તે નસર જ્યારે બની ઈસ્રાઈલ પર આક્રમણ કર્યું અને ફલસ્તીન પર વિજય પ્રાપ્ત કર્યો તો તેને યહુદીઓનો કત્લે આમ કર્યો અને મસ્જિદે અકસા ધ્વસ્ત કરી નાંખી પછી દોઢ સદી સુધી અહીંયા કાટમાળ સિવાય કશું જ ન હતું. આ પછી ઈજીપ્તવાસીઓ, ઈરાનીઓ અને રોમન લોકોના ફલસ્તીન પરના શાસનકાળ દરમ્યાન ઘણી વખત મસ્જિદે અકસા બનાવવામાં આવી અને ઘણી વખત ધ્વસ્ત થતી રહી. આ ઈતિહાસથી આ વાત સ્પષ્ટ થાય છે કે યહુદીઓનો આ દાવો તદ્દન જુઠો છે કે આ લોકો હઝરત સુલૈમાન અલયહિસ્સલામે નિર્માણ કરેલ ઈમારતના હકદાર છે.

ત્રીજી વાત આ છે કે યહુદીઓની ધાર્મિક રિવાયત પ્રમાણે

આ ઉપાસનાગૃહનુ નવનિર્માણ એ સમયે કરવામાં આવશે જ્યારે મસીહ (દજ્જાલ) આવશે. જે યહુદીઓને તેમની માન્યતા મુજબ કષ્ટોથી મુક્તિ અપાવશે અને ફરીશતાઓ આ ઉપાસનાગૃહનુ નવનિર્માણ કરશે. કટ્ટર યહુદીઓ તો મસ્જિદે અકસામાં પ્રવેશ કરવાને પણ યોગ્ય નથી સમજતા, કારણ કે તેઓનુ માનવુ છે કે મસ્જિદે અકસાની નીચે હઝરત સુલૈમાન અલયહિસ્સલામે નિર્માણ કરેલ ઉપાસનાગૃહના અવશેષો છે. તેની ઉપર ચાલવુ બેઅદબી છે. આ બાબતને લઈ યહુદીઓ કોઈ ગુપ્ત ઘટનાની રાહ જોઈ રહ્યા છે. કે કોઈ ધમાકો થાય અને મસ્જિદે અકસા ધ્વસ્ત થઈ જાય અને પછી તેઓ તે જગ્યાએ નવો ઉપાસનાગૃહ બનાવે. પરંતુ અમુક યહુદીઓ આ કામ પોતે કરવા માંગે છે. અને મસ્જિદે અકસાને ધ્વસ્ત કરવા માટે તેઓ મસ્જિદમાં પ્રાર્થના કરવાના બહાને જાય છે અને દિવાલો પર કેમીકલ છાંટે છે જેનાથી દિવાલો કમજોર થઈ જાય અને આપોઆપ ધ્વસ્ત થઈ જાય અને આગળનું કામ તેઓ માટે સરળ થઈ જાય. (મસ્જિદે અકસા કે આંસુ)

હવે દજ્જાલ વિશે વાંચીએ.

## ★ દજ્જાલના નિકળવા પહેલા દુનિયાની પરિસ્થિતિ :

(૧) હઝરત મુઆઝ બિન જબલ રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે બયતુલ મુકદ્દસના આબાદ થવાથી મદીના મુનવ્વરા વેરાન થઈ જશે અને મદીના મુનવ્વરાના વેરાન થવા પછી એક મોટુ યુદ્ધ થશે અને આ મોટા યુદ્ધ પછી ઈસ્તંબુલ પર મુસલમાનોનો વિજય થશે અને આ વિજય પછી તરત જ દજ્જાલ નિકળી આવશે. (અબૂ દાવૂદ ભાગ:૪, પેજ-૧૧૦, હદીષ નં.૪૨૯૪)

અર્થાત : આ બધી ઘટનાઓ ક્રમવાર ઘટશે. સૌ પ્રથમ દજ્જાલના નિકળવા પહેલા બયતુલ મુકદ્દસ માં વસવાટ કરવા માટે ત્યાં મોટી મોટી બિલ્ડીંગો બનાવવામાં આવશે અને લોકો ત્યા વસવાટ કરવા માટે સ્થળાંતર કરશે આને લઈ મદીના મુનવ્વરાના લોકો પણ ત્યાં વસવાટ કરવા માટે પોતાનું ધ્યાન કેન્દ્રીત કરી ત્યાં વસવાટ કરવા માટે ચાલ્યા જશે આમ મદીના વેરાન થઈ જશે. મદીના ના વેરાન થયા પછી મુસલમાનો અને ઈસાઈઓ વચ્ચે મોટુ યુદ્ધ થશે જેનુ વર્ણન ઈમામ મહ્દી વાળા ભાગમાં કરવામાં આવ્યું. આ યુદ્ધમાં મુસલમાનો વિજય પ્રાપ્ત કરી ઈસ્તંબુલ પર વિજય પ્રાપ્ત કરવા માટે જશે અને ત્યાં વિજયી થઈ માલે ગનીમતની વહેંચણી કરતા હશે કે, દજ્જાલના નિકળવાની અફવા ફેલાશે પછી મુસલમાનો સીરિયા તરફ પાછા ફરશે અને દજ્જાલ નિકળી આવશે.

(૨) દજ્જાલના નિકળવા પહેલ મુસલમાનો અને ઈસાઈઓ વચ્ચે લડાઈઓ થશે જેવી રીતે આંમાક અને દાબિક નામક જગ્યાએ મોટુ યુદ્ધ થશે જેનું વર્ણન ઈમામ મહ્દીવાળા ભાગમાં કરવામાં આવ્યું.

(૩) હઝરત અનસ(રદી)થી રિવાયત છે કે નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે દજ્જાલના નિકળવા પહેલા અમુક વર્ષો ધોકા અને દગાના હશે. પ્રમાણિક માણસને અપ્રમાણિક અને અપ્રમાણિક માણસને પ્રમાણિક સમજવામાં આવશે. ખિયાનત કરનારને અમાનતદાર અને અમાનતદારને ખિયાનત કરનાર સમજવામાં આવશે અને લોકોમાં રૂબૈઝા વાતો કરશે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ થી પુછવામાં આવ્યું રૂબૈઝા કોણ છે? તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે તૃચ્છ, દુરાચારી અને પાપી લોકો લોકોના મહત્વના કાર્યોમાં બોલવા લાગશે. (મુસ્નદે અહ્મદ)

(૪) હઝરત અસ્મા બિન્તે યઝીદ રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ મારા ઘરે પધાર્યા અને દજ્જાલ

વિશે ફરમાવ્વા લાગ્યા. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું દજ્જાલના નિકળવા પહેલા ત્રણ વર્ષો એવા હશે કે પહેલા વર્ષે એક તૃત્યાંશ વરસાદ ઓછો પડશે અને એક તૃત્યાંશ ખેતી પણ ઓછી થશે અને બીજા વર્ષે બે તૃત્યાંશ વરસાદ ઓછો પડશે અને બે તૃત્યાંશ ખેતી ઓછી થશે અને ત્રીજા વર્ષે વરસાદ બિલ્કુલ નહિ પડે અને જમીનમાંથી ખેતી પણ નહી થાય, આ દુકાળને લઈ જાનવરોનો નાશ થઈ જશે. (મુસ્નદે અહમદ)

(૫) રાશિદ બિન સઅદ રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે જયારે ઈસ્તખર પર વિજય થઈ ગયો તો કોઈ એ અવાજ લગાડી કે દજ્જાલ નિકળી આવ્યો છે. તો સઅબબિન જષ્ષામાં લોકો પાસે ગયા અને કહ્યું તમે લોકો આ વાત કેવી રીતે કહો છો? હું તમારી સમક્ષ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ની એક હદીષ બયાન કરું છું કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું દજ્જાલ ત્યાર સુધી નહી નિકળે જયાર સુધી કે લોકો તેના વિશે ચર્ચા કરવાનું ના છોડી દે અને ઈમામો મસ્જિદોમાં તેના વિશે બયાન કરવાનું ના છોડી દે. (મજમઅ ભાગ-૭, પેજ-૩૫૧, હદીષ નં.-૧૨૪૯૯)

અર્થાત લોકો દજ્જાલ વિશે ચર્ચા-વિચારણા કરવાનું બંધ કરી દેશે અને મસ્જિદના ઈમામો પણ દજ્જાલ વિશે લોકો સમક્ષ બયાન કરવાનું છોડી દેશે પછી દજ્જાલ જાહેર થશે.

## ★ દજ્જાલનું નામ અને તેનો અર્થ :

યહૂદીઓ આ કાલ્પનિક અસ્તિત્વનું નામ યબુલ, યૂબિલ અથવા હુબુલ બતાવે છે. જે ઈસ્લામી પરિભાષામાં મુર્તિઓના નામ છે. અને તેઓ દજ્જાલનું ઉપનામ મસીહા અથવા મસય્યા બતાવે છે. દજ્જાલના મૂળ નામની ભાળ મળી નથી. હદીષો માં

પણ તેના મુળ નામનું વર્ણન કરવામાં આવ્યું નથી. દજ્જાલ પોતાના ઉપનામથી જ પ્રખ્યાત છે. ઈસ્લામી પરિભાષામાં તેનું ઉપનામ દજ્જાલછે. અને તેને આ જ શબ્દથી ઓળખવામાં આવે છે.

(૧) દજ્જાલ ના મૂળ શબ્દો દ,જ,લ છે. તેનો અર્થ સંતાડી દેવું, છુપાવી દેવું, દજ્જાલને દજ્જાલ એટલા માટે કહેવામાં આવે છે કે તે સાચી વાતોને જુઠી વાતોથી સંતાડી દેશે.

(૨) તે જુઠ વડે પોતાના કુફ્રને લોકોથી છુપાવી દેશે.

(૩) પોતાના લશ્કર વડે ધરતીને છુપાવી દેશે. દજ્જાલના આ ઉપનામથી એ વાત સ્પષ્ટ થાય છે કે તે ઘણો મોટો ફિત્નો લઈને આવશે. તે આ ફિત્ના વડે પોતાના કુફ્રને વિશેષ રૂપ ધારણ કરાવી લોકો સામે રજુ કરશે અને અલ્લાહના બંદાઓને ખુદા પર ઈમાન વિશે શંકાઓ નો શિકાર બનાવી દેશે. અને તેનો ફિત્નો સંપુર્ણ જગતને પોતાના ઘેરામાં લઈ લેશે.

(૪) દજ્જાલનો અર્થ અરબી ભાષામાં દગાબાજ પણ થાય છે. દજલ નકલી વસ્તુ ઉપર સોનાનુ ગિલેટ ચઢાવવાને પણ કહે છે. દજ્જાલનું નામ દજ્જાલ એટલા માટે રાખવામાં આવ્યુ છે કે ધોકો આપવો અને ઠગવું તેની વિશેષ ઓળખ હશે. જોહેરમાં કઈક કરશે અને હકીકત કઈક હશે. તેના બધાજ કાર્યો દગાબાજી અને ઠગવાના હશે, અને તેના બધાજ કાર્યો શૈતાની હશે.

દજ્જાલને અહાદીષમાં મસીહના ઉપનામથી વર્ણવામાં આવ્યો છે. તેનું ઉપનામ મસીહ કેમ રાખવામાં આવ્યું તેના ઘણા બધા કારણો છે. પરંતુ એક કારણ એ છે કે તેની એક આંખ નહી હોય અને ભ્રમર પણ નહી હોય. ઈબ્ને ફારિસ કહે છે કે મસીહ તેવા માણસને કહેવામાં આવે છે જેના ચહેરાના બે ભાગોમાંથી એક ભાગ ના હોય તેમા ન આંખ હોય અને ન ભ્રમર હોય આ કારણને લઈને જ દજ્જાલને મસીહ કહેવામાં આવે છે. અને આ વાતની સાબિતી આપ સલ્લલ્લાહુ અલયહિ

વસલ્લમની એક હદીષથી મળે છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો છે એમા કંઈ શક નથી કે દજ્જાલની એક આંખ નષ્ટ થઈ ગયેલ છે. જેના ઉપર એક મોટી ફોલ્લી હશે. ફોલ્લી માટે અરબી શબ્દ જફરહ વપરાય છે જે એ માંસની બોટીને કહેવામાં આવે છે. જે અમુક લોકોના આંખના કિનારે થાય છે. અને ધીરે ધીરે વધી આખી આંખને પોતાના ઘેરામાં લઈ લે છે.

## ★ દજ્જાલ કેવો હશે?

અહાદીષમાં દજ્જાલને નીચેના રૂપમાં દર્શાવવામાં આવ્યો છે.

(૧) એક જવાન માણસ હશે.

(૨) તેનું શરીર ભારે ભરખમ અને જાડુ હશે.

(૩) મોઢાનો રંગ લાલાશ પડતો હશે.

(૪) વાળ નાના અને વાંકડીયા હશે

(૫) તેની બન્ને આંખો ખોડખાંપણવાળી હશે. એક આંખથી કાણો હશે અને બીજી આંખ દ્રાક્ષના ગુચ્છામાંથી બહાર નિકળેલ દાણા જેવી લટકતી હશે.

(૬) તેની પેશાની પર કાફિર લખેલું હશે. બધા જ ઈમાનવાળા તેને વાંચી લેશે. જયારે કાફિર ચાહે તે ઓકસફોર્ડ યુનિવર્સીટીનો ગ્રેજયુએટ હોય કે હાવર્ડનો માસ્ટર હોય નહી વાંચી શકે.

(૭) તેની બન્ને પીંડીઓ વચ્ચે થોડુક અંતર હશે.

(૮) જયારે તે પોતાના બન્ને પગ જમીન પર મુકશે તો પગનો આગળનો ભાગ પહોળો અને એડીઓ ચોંટેલી જોવા મળશે.

(૯) તેની કોઈ ઔલાદ નહી હોય.

## ★ સૌ પ્રથમ જાહેર થવાની જગ્યા :

હઝરત અબુ બક્ર(રદીયલ્લાહુ અન્હુ) થી રિવાયત છે કે

રસૂલુલ્લાહ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે દજ્જાલ પૂર્વમાં જાહેર થશે. જેને ખુરાસાન કહેવામાં આવે છે. તેની સાથે એવા લોકો હશે જેઓના મોઢા ઢાલની માફક હશે. (મુસ્નદે અહમદ)

હઝરત નવ્વાસ બિન સમ્આન(રદીયલ્લાહુ અન્હુ) થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું કે તે સિરિયા અને ઈરાક ની વચ્ચે એક માર્ગ પર જાહેર થશે. (મુસ્લિમ)

## ★ દજ્જાલના અનુયાયીઓ :

અલ્લાહ તઆલા પોતાના બંદાઓની પરીક્ષા લેવા માટે દજ્જાલને એવા ચમત્કારો આપશે કે આ ચમત્કારોને જોઈ ઘણા લોકો તેની સામે નમસ્કાર કરી દેશે અને તેને પોતાનો ખુદા માની લેશે, આવા લોકો નું અલગ-અલગ અહાદીષમાં વર્ણન કરવામાં આવ્યું છે. અહીંયા તે અહાદીષનો ઉલ્લેખ કરવામાં આવે છે.

(૧) હઝરત અનસ બિન માલિક(રદી) થી રિવાયત છે કે દજ્જાલ સાથે અસફહાનના સિત્તેર હજાર યહૂદીઓ હશે જે ઈરાની ચાદરો ઓઢીને નિકળશે. (મુસ્લિમ : ભાગ-૪, પેજ-૨૨૨૬, હદીષ નં.-૨૯૪૪)

(૨) હઝરત અબુ હુરૈરા(રદી) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ(સ.અ.વ) એ ઈરશાદ ફરમાવ્યો કે દજ્જાલ ખૂજ અને કિરમાનમાં સિત્તેર હજાર લોકો સાથે ઉતરશે જેઓના ચહેરા ઢાલની માફક હશે. (મુસ્નદે અહમદ: ભાગ-૧૪, પેજ-૧૬૫, હદીષ નં.-૮૪૫૩)

ઢાલની માફક હોવાનો અર્થ એ છે કે તેઓનું માથુ નાનુ હશે અને ચહેરા સફેદ અને ગોળ હશે તથા ગાલ ઉભરેલા અને નાક ચપટા હશે.

(૩) હઝરત અનસ બિન માલિક(રદી)થી રિવાયત છે કે નબીએ

અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો દુનિયાના બધાજ શહેરોમાં દજ્જાલ પહોંચશે પરંતુ મક્કા-મદીનામાં તે પ્રવેશી નહી શકે કારણ કે મક્કા-મદીનાના બધાજ રસ્તાઓ ઉપર ફરિશ્તાઓ તૈનાત હશે જે આ બન્ને શહેરોની રક્ષા કરશે. આ રક્ષાને લઈ દજ્જાલ મદીનાથી બહાર ક્ષારવાળી જમીનમાં ઉતરશે તે સમયે મદીનામાં ત્રણ વાર ભુકંપના આંચકા અનુભવાશે. આ ભુકંપના ડર થી મદીનામાં મૌજૂદ બધાજ કાફિરો અને મુનાફિકો નિકળી દજ્જાલ સાથે મળી જશે. (બુખારી : ભાગ-૩, પેજ-૨૨, હદીષ નં.-૧૮૮૧)

કાફિર અને મુનાફિકથી મુરાદ તે લોકો છે તે પોતાને મુસલમાન કહેતા હશે પરંતુ વાસ્તવમાં તેઓ સાચા મુસલમાન નહી હોય.

(૪) અજ્ઞાની (જાહિલ) ગામડીયાઓ જેઓ પોતાના મૃત્યુ પામેલ મા-બાપને જીવતા જોઈ દજ્જાલની સાથે થઈ જશે જેનું વર્ણન પહેલા કરવામાં આવ્યું.

(૫) આપ(સ.અ.વ)એ ફરમાવ્યું દજ્જાલ આ ખાળી જમીન મરરેકનાતમાં ઉતરશે. તેની તરફ નિકળવાવાળા માણસોમાં વધારે પડતી સ્ત્રીઓ હશે. અહીંયા સુધી કે એક માણસ પોતાના ઘરમાં જઈ પોતાની માતા, પોતાની પુત્રી, પોતાની બહેન, પોતાની ફોઈ વગેરેને બાંધી દેશે કે ક્યાંક તેઓ ઘરમાંથી બહાર નિકળી દજ્જાલની સાથે ન થઈ જાય. (મુસ્નદે અહમદ : ભાગ-૯, પેજ-૨૫૫, હદીષ નં.-૫૩૫૩)

ઉપર વર્ણવેલ અહાદીષથી માલુમ પડે છે કે નીચે પ્રમાણેના લોકો દજ્જાલની સાથે થઈ જશે, (૧) અસ્ફહાનના સિત્તેર હજાર યહૂદીઓ (૨) ખૂજ અને કિરમાનના સિત્તેર હજાર લોકો (૩) કાફિર અને મુનાફિક લોકો (૪) જાહિલ ગામડીયાઓ (૫) સ્ત્રીઓ

## ★ દજ્જાલની શક્તિ

દજ્જાલની સહાયક શક્તિઓ અને દજ્જાલ પાસે મૌજૂદ શૈતાની તાકતોનું જ્ઞાન આપણને નીચે વર્ણવેલ અહાદીષથી થાય છે.

(૧) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે દજ્જાલ વિશે ફરમાવ્યું છે કે તેની પાસે આગ અને પાણી હશે. લોકોને જે આગ દેખાશે તે વાસ્તવમાં ઠંડુ પાણી હશે અને લોકોને જે પાણી દેખાશે તે વાસ્તવમાં આગ હશે. (બુખારી : ભાગ-૯, પેજ-૬૦, હદીષ નં.૭૧૩૦)

(૨) દજ્જાલની સાથે રોટલાઓનો પર્વત હશે. અને પાણીના દરિયાઓ હશે. (અર્થાત તેની પાસે પાણી અને ખોરાક વધુ પ્રમાણમાં હશે) આ બધી વાતો માટે તે ઘણો જ તૃચ્છ છે કે તેને આ બધી વસ્તુઓ આપવામાં આવે પરંતુ આ બધી તાકતો અને વસ્તુઓ અલ્લાહ તઆલા તેને અર્પણ કરી મુસલમાનોની પરીક્ષા લેશે કે મુસલમાનો અલ્લાહ ઉપર શ્રદ્ધા રાખે છે કે પછી દજ્જાલ ઉપર શ્રદ્ધા રાખે છે. (બુખારી : ભાગ-૯, પેજ-૫૯, હદીષ નં.-૭૧૨૨)

(૩) દજ્જાલ પોતાની સાથે પાણીનો દરિયો અને આગ લઈને આવશે. જે માણસ તેની વાત ન માની તેની સાથેની આગમાં પડવાનું પસંદ કરી લેશે તેણે અલ્લાહ તઆલા બદલો આપશે અને તેણે આચરેલ બધા પાપો માફ કરી દેશે. અને જે માણસ તેની વાતો માની તેને ખુદા માની લેશે અને તેની સાથેના ઠંડા પાણીના દરિયામાં ઉતરી જશે તેણે તેના સદકાર્યોનો બદલો અલ્લાહ તઆલા નહી આપે અને તેના પાપોને માફ પણ નહી કરે. (અબુ દાવૂદ : ભાગ-૪, પેજ-૯૫, હદીષ નં.૪૨૪૪)

(૪) સહાબા(રદી) એ પ્રશ્ન કર્યો કે એ! અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ જમીન ઉપર ચાલવાની તેની ઝડપ કેટલી હશે?

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે તેની ઝડપ એટલી હશે જેટલી કે તે વાદળોની હોય છે જેમને હવા ઉડાવીને લઈ જાય છે. (મુસ્લિમ : ભાગ-૪, પેજ-૨૨૫૦, હદીષ નં.-૨૯૩૭)

(૫) દજ્જાલ એક ગધેડાની ઉપર સવાર થઈને નિકળશે, તે ગધેડાના બન્ને કાન વચ્ચે ચાળીસ(૪૦) હાથ જેટલું અંતર હશે. (મિશ્કાત : હદીષ નં. ૫૪૯૩)

(૬) અલ્લાહ તઆલા દજ્જાલની સાથે શેતાનોને કરી દેશે, જેઓ લોકો સાથે વાતો કરશે. (મુસ્નદે અહમદ : ભાગ-૨૩, પેજ-૨૧૦, હદીષ નં. ૧૪૯૫૩)

(૭) દજ્જાલ એક ગામડિયા પાસે આવીને કહેશે કે જો હું તારા મરણ પામેલ માતા-પિતાને જીવીત કરી દઉં તો તુ મને ખુદા માની લેશે? તે ગામડિયો કહેશે કે હા! આ વાત સાંભળી બે શેતાનો તે ગામડિયાના માતા-પિતાનું સ્વરૂપ ધારણ કરી સામે આવશે અને કહેશે કે એ અમારા પુત્ર! આ દજ્જાલની વાત માની લે આ તારો ખુદા છે. (ઈબ્ને માજા : ભાગ-૨, પેજ-૧૩૫૯, હદીષ નં.-૪૦૭૭)

(૮) દજ્જાલ આવશે પરંતુ તેને મદીના મુનવ્વરામાં પ્રવેશવા દેવામાં આવશે નહી, તે મદીનાની બહાર કોઈક વેરાન જગ્યાએ ઉતરશે, તે દિવસે મદીનામાંથી એક શ્રેષ્ઠ માણસ તેની પાસે આવશે અને કહેશે કે મારી સામે આ વાત સ્પષ્ટ થઈ ગઈ છે કે તુ તે જ દજ્જાલ છે જેનું વર્ણન નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાની હદીષોમાં કર્યું હતું. દજ્જાલ તેની સાથે આવેલ લોકોને કહેશે કે આ માણસને કતલ કરી દઉં અને ફરી જીવીત કરી દઉં તો તમે મને ખુદા માની લેશો? લોકો કહેશે! જરૂર ખુદા માની લઈશું. પછી દજ્જાલ તે માણસને કત્લ કરી દેશે અને ફરી જીવીત પણ કરી દેશે. તે માણસ આ બધુ જોઈને કહેશે

હવે તો તારી વાસ્તવિકતા પહેલાથી પણ વધારે સ્પષ્ટ થઇ ગઇ તુ જ દજ્જાલ છે. દજ્જાલ ફરી તે માણસને કત્લ કરવા માંગશે પરંતુ તે કત્લ નહી કરી શકે. (બુખારી : ભાગ-૩, પેજ-૨૨, હદીષ નં.-૧૮૮૨)

(૯) દજ્જાલના નિકળવાની વાત સાંભળી એક મુસલમાન તેની પાસે જવા માટે નિકળશે તો દજ્જાલના અનુયાયીઓ તેને રોકી પુછશે તું કયાં જઇ રહ્યો છે? તે મુસલમાન કહેશે કે હું દજ્જાલ પાસે જઇ રહ્યો છું. દજ્જાલના અનુયાયીઓ તે માણસથી પુછશે કે તુ અમારા ખુદા (દજ્જાલ) ઉપર ઈમાન લાવ્યો છે? તે માણસ ઈન્કાર કરી દેશે તો દજ્જાલના અનુયાયીઓ પરસ્પર કહેશે કે આ માણસને કત્લ કરી નાંખો. પરંતુ અમુક અનુયાયીઓ રોકશે કે તમારા ખુદા (દજ્જાલ) એ કોઈને કત્લ કરવાની મનાઇ કરી છે. પછી આ અનુયાયીઓ તે માણસને લઇ દજ્જાલ પાસે જશે. જયારે આ મુસલમાન દજ્જાલને જોઇ લેશે તો મુસલમાનોથી કહેશે કે એ મુસલમાનો! આ જ દજ્જાલ છે. આનાથી સાવચેત રહેશો. દજ્જાલ આ માણસને ઉંધો સુવડાવી મારશે અને કહેશે કે તુ મારી ઉપર ઈમાન લાવે છે કે નહી? તે માણસ કહેશે તુ જુઠો છે અને તુ જ દજ્જાલ છે. પછી દજ્જાલ આરી વડે આ માણસને માથાથી લઇ નીચે સુધી ચીરીને બે ટુકડા કરી નાંખશે અને દજ્જાલ બન્ને ટુકડાઓ વચ્ચે ચાલશે. પછી દજ્જાલ આ મુસલમાનનને ફરી જીવીત કરી દેશે. અને પુછશે હવે તુ મને ખુદા માને છે? આ સાંભળી મુસલમાન જવાબ આપશે કે હવે તો તારી વાસ્તવિકતા પહેલાથી પણ વધારે સ્પષ્ટ થઇ ગઇ. કે તું દજ્જાલ છે. આ મુસલમાન પછી બીજા મુસલમાનોથી કહેશે કે એ મુસલમાનો ડરો નહી મારા પછી તે કોઇની પણ સાથે આવો વર્તાવ નહી કરી શકે. દજ્જાલ ગુસ્સે થઇ આ માણસને ઝબ્હ કરવા માંગશે, પરંતુ અલ્લાહ તઆલા તે માણસનું ગળું તાંબાનું બનાવી દેશે જેથી દજ્જાલ તેને ઝબ્હ નહી કરી શકે. દજ્જાલ ફરી

ગુસ્સે થઈ તેના હાથ-પગ પકડી પોતાની સાથે લાવેલ નર્કમાં ફેંકી દેશે. લોકો સમજશે કે આ માણસને નર્કમાં ફેંકી દેવામાં આવ્યો પરંતુ વાસ્તવમાં તે સ્વર્ગમાં પહોંચી ગયો હશે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું તે દિવસે આ માણસ સૌથી મોટો શહીદી હશે. (મુસ્લિમ : ભાગ-૪, પેજ-૨૨૫, હદીષ નં.-૨૯૩૮)

ઉપર વર્ણવેલ અહાદીષથી નીચેની વાતો સ્પષ્ટ થાય છે.

(૧) ખોરાક, આગ, પાણી જેવા જીવન જરૂરિયાતના સ્ત્રોતો દજ્જાલના કબ્ઝામાં થઈ જશે.

(૨) દજ્જાલની પાસે વધુ પ્રમાણમાં દૌલત અને ખઝાનાઓ હશે.

(૩) વરસાદ, દુકાળ, ખેતીવાડી જેવા કુદરતી માધ્યમો પણ તેના કબ્ઝામાં થઈ જશે.

(૪) તે જમીન ઉપર એવી ઝડપથી ચાલશે જેવી રીતે પવન વાદળોને ઉઠાવી ઝડપથી લઈ જાય છે.

(૫) તેની સવારી ગધેડાના બન્ને કાન વચ્ચે ચાળીસ હાથ જેટલું અંતર હશે.

(૬) તે એક કાલ્પનિક સ્વર્ગ અને એક કાલ્પનીક નર્ક પોતાની સાથે લઈને આવશે.

(૭) શૈતાનો તેની મદદ કરશે અને શૈતાનો મૃત્યુ પામેલ લોકોના સ્વરૂપ ધારણ કરી લોકોને ગુમરાહ કરવાની કોશિશ કરશે.

(૮) તેને જીવન-મરણ ઉપર પણ ટુંક સમય માટે કુદરત આપવામાં આવશે.

## ★ દજ્જાલ કેટલા સમય સુધી રહેશે?

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ થી પુછવામાં આવ્યું કે દજ્જાલ કેટલા સમય સુધી જમીન ઉપર રહેશે? તો આપ સલ્લલ્લાહુ

અલયહિ વસલ્લમે ફરમાવ્યું ચાળીસ દિવસ સુધી પરંતુ તેના જાહેર થવાનો પહેલો દિવસ એક વર્ષ જેટલો લાંબો થઈ જશે. બીજો દિવસ એક મહીના જેટલો લાંબો થઈ જશે અને ત્રીજો દિવસ એક અઠવાડીયા જેટલો લાંબો હશે અને બાકીના દિવસો રાબેતા મુજબ ચોવીસ કલાકના હશે. (મુસ્નદે અહમદ : ભાગ-૨૩, પેજ-૨૧૦, હદીષ નં.-૧૪૯૫૩)

## ★ દજ્જાલ કયાં છે?

દજ્જાલ કયાં છે? આ એક મહત્વનો પ્રશ્ન છે. આ પ્રશ્નનો ઉત્તાર આપણને એક હદીષથી મળે છે. જેમાં આ વાતનું વર્ણન કરવામાં આવ્યું છે કે હઝરત તમીમદારી રદિયલ્લાહુ અન્હુ અને તેમના સાથીઓની મુલાકાત દજ્જાલથી થઈ. તે સમયે હઝરત તમીમદારી રદિયલ્લાહુ અન્હુ ઈસાઈ હતા. બાદમાં ઈસ્લામ ધર્મ અંગીકાર કરી નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સમક્ષ પોતાની દજ્જાલથી થયેલ મુલાકાત વિશે વર્ણન કર્યું. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે આ વાતો સાંભળી સહાબાને ભેગા કર્યા અને સહાબા રદિયલ્લાહુ અન્હુમ ને પણ હઝરત તમીમદારી રદિયલ્લાહુ અન્હુ ની આ કથા સંભળાવી.

હઝરત ફાતિમા બિન્તે કૈસ રદિયલ્લાહુ અન્હા બયાન ફરમાવે છે કે મેં હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની તરફથી એલાન કરનાર એક માણસ ને સાંભળ્યો જે આવાજ લગાડી રહ્યો હતો નમાઝ તૈયાર છે. (તે સમયે લોકોને ભેગા કરવા માટે આવી રીતે આવાજ લગાવવામાં આવતી હતી.) હું આ આવાજ સાંભળી મસ્જિદમાં ગઈ અને હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ની સાથે નમાઝ પઢી હું સ્ત્રીઓની સફમાં હતી. (જે પુરૂષોની સફની પાછળ હતી.) હુઝુર

સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ જયારે નમાઝ પઢાવી ચુકયા તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પ્રસન્ન મુદ્રામાં મિમ્બર ઉપર તશરીફ લાવ્યા અને લોકોને આદેશ આપ્યો કે બધા લોકો પોત પોતાની જગ્યાએ બેસી રહે. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે તમો જાણો છો? કે મે તમોને કેમ એકત્રિત કર્યા છે? તો સહાબા રદિયલ્લાહુ અન્હુમે કહ્યું.અલ્લાહ તઆલા અને તેના રસૂલ વધુ જાણે છે કે અમોને કેમ એકત્રિત કરવામાં આવ્યા છે. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે ખુદાની કસમ! તમો લોકોને કોઈ પ્રેરણા આપવા માટે કે કોઈ વાતથી ડરાવવા માટે ભેગા કર્યા નથી. મેં ફક્ત એટલા માટે ભેગા કર્યા છે કે હું તમને એક બનાવ સંભળાવુ.

તમીમદારી એક ઈસાઈ માણસ હતા. તેઓ મારી પાસે આવ્યા અને ઈસ્લામ ધર્મનો સ્વીકાર કરી લીધો અને પોતાની સાથે ઘટેલ એક ઘટના તેઓએ મને સંભળાવી. તે ઘટનામાં એવી વાતો છે જે મારી તે વાતોથી મળતી આવે છે જે હું દજ્જાલ વિશે તમારી સમક્ષ રજુ કરતો હતો. તેઓએ મારી સામે પોતાની ઘટના આ રીતે વર્ણવી...

તેઓ બનૂલખ્મ અને બનૂજુઝામના ત્રીસ માણસો સાથે કોઈ જગ્યાએ જવા માટે સમન્દરી જહાજમાં સવાર થયા. પરંતુ સમુદ્રના તોફાનો તેઓને એક માસ સુધી આમથી તેમ ધકેલતા રહ્યા, છેલ્લે તેઓ એક ટાપુની નજદીક પહોંચ્યા, તે સુર્યાસ્તનો સમય હતો. તેઓ ટાપુ જોઈ નાની નાની હોડીઓમાં બેસી કિનારે ઉતર્યા. ત્યાં તેઓની સામે કોઈ જાનવર આવ્યુ. જેના આખા શરીર ઉપર વાળ જ વાળ હતા. તેના શરીર પર વધુ પ્રમાણમાં વાળ હોવાને કારણે ખબર નહોતી પડતી કે તેનો આગળનો ભાગ કયો છે અને પાછળનો ભાગ કયો છે?

તમીમદારીના સાથીઓએ તેણે પુછયું તારો નાશ થાય તુ કોણ છે? તે જાનવરે જવાબ આપ્યો હું ‘‘જસ્સાસા’’ (જાસૂસ) છું. તમે લોકો પેલા ગીરજાઘરમાં ના માણસ પાસે ચાલો તે તમારા વિશે જાણવા ઘણો જ ઉત્સાહી છે. તમીમદારી ફરમાવે છે કે જ્યારે તે જાનવરે અમારી સામે ગિરજાઘરના માણસ વિશે ઉલ્લેખ કર્યો તો અમો ગભરાઈ ગયા કે તે માણસ શૈતાન ના હોય! અમે લોકો જલ્દી જલ્દી ગિરજાઘર સુધી પહોંચ્યા. જ્યારે અમે અંદર પ્રવેશ્યા તો જોયું કે એમાં એક ખુબજ મહાકાય શરીરવાળો માણસ હતો. તેવા શરીરવાળો માણસ અમોએ કદીય જોયો ન હતો. તે માણસને ખુબજ મજબુતીથી બાંધવામાં આવ્યો હતો. તેના હાથ ગરદન (ડોક) સાથે બાંધવામાં આવ્યા હતા. અને ઘુટણથી લઈ પગની ઘુંટી સુધી લોખંડની સાંકળો વડે બાંધવામાં આવ્યો હતો.

તમીમદારી રદિયલ્લાહુ અન્હુ : તારો નાશ થાય તુ કોણ છે?

દજ્જાલ : જયારે તમે લોકો મારા સુધી પહોંચવામાં સફળ થઈ ગયા તો તમે લોકો પહેલા બતાવો કે તમે કોણ છો? પછી હું મારા વિશે જાણકારી આપીશ.

તમીમદારી રદિયલ્લાહુ અન્હુ : અમે આરબદેશના રહેવાસીઓ છે. અમે લોકો જહાજમાં સવાર થયા પરંતુ સમુદ્રી તોફાનો એક માસ સુધી આમથી તેમ ધકેલતા રહ્યા પછી આ ટાપુની નજીક આવ્યા અને નાની હોડીઓમાં સવાર થઈ કિનારે ઉતર્યા તો એક જાનવર મળ્યું તેના શરીર ઉપર વધારે પ્રમાણમાં વાળ હોવાથી તેના આગળ-પાછળના ભાગ વિશે ખબર પડતી ન હતી. અમે એણે પુછયું તારો નાશ થાય તુ કોણ છે? તેણે જવાબ આપ્યો હું જસ્સાસા (જાસૂસ) છું. તેણે કહ્યું પેલા ગિરજાઘરમાં ચાલો ત્યાં એક માણસ તમારા વિશે જાણવા ઉત્સુક છે. તો અમે લોકો તારી પાસે જલ્દીથી આવ્યા.

દજ્જાલ : બયસાન (Baysan) (એક જગ્યાનું નામ) ના ખજૂરના વૃક્ષો વિશે જાણકારી આપો કે તેના ઉપર ખજૂરો લાગે છે કે નહી?

તમીમદારી રદિયલ્લાહુ અન્હુ : હા, તે વૃક્ષો ઉપર ખજૂર લાગે છે.

દજ્જાલ : હવે મને તબરિય્યાના સરોવર વિશે જણાવો તેમાં પાણી છે?

તમીમદારી : હાં, તબરિય્યાના સરોવરમાં પાણી છે.

દજ્જાલ : તે સમય હવે નજીક છે જ્યારે આ સરોવરનું પાણી સુકાઇ જશે. હવે મને ઝુગર ના ઝરણા વિશે બતાવો કે તે ઝરણામાં પાણી છે? અને લોકો તેના વડે પોતાના ખેતરોની સિંચાઇ કરે છે.

તમીમદારી રદિયલ્લાહુ અન્હુ : હા, તે ઝરણામાં પાણી ખુબ જ છે. અને લોકો તેના વડે પોતાના ખેતરોની સિંચાઇ કરે છે?

દજ્જાલ : મને અભણ (અરબ) લોકોના નબી વિશે જાણકારી આપો કે તેઓએ શું કર્યું?

તમીમદારી રદિયલ્લાહુ અન્હુ : તેઓ મક્કાથી હિજરત કરી મદીના આવી ગયા છે.

દજ્જાલ : શું આરબોએ તેમની સાથે યુદ્ધ કર્યું.

તમીમદારી રદિયલ્લાહુ અન્હુ : હા, યુદ્ધ કર્યું છે.

દજ્જાલ : નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેમની સાથે કેવો વર્તાવ કર્યો.

તમીમદારી રદિયલ્લાહુ અન્હુ : તેઓએ આરબ દેશના લોકો ઉપર વિજય પ્રાપ્ત કરી લીધો છે. અને ઘણા લોકોએ તેમની વાત માની લીધી છે.

દજ્જાલ : આરબના લોકો માટે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની વાત માનવી જ લાભદાયી છે. હવે હું મારા વિશે જાણકારી આપું છું. હું મસીહ દજ્જાલ છું હવે એ સમય નજીક આવી ગયો છે જ્યારે મને અહીંયાથી નિકળવાની અનુમતિ મળી જશે તે સમયે હું નિકળીશ

અને આખા જગતમાં ફરી વળીશ. અહિયા સુધી કે કોઈ પણ જગ્યા બાકી નહી રહે. ચાળીસ (૪૦) દિવસ સુધી બરાબર ફરતો રહીશ. પરંતુ મક્કા-મદીનામાં નહી પ્રવેશી શકું. જયારે હું મક્કા-મદીનામાં પ્રવેશવાનો પ્રયાસ કરીશ તો એક ફરિશ્તો તલ્વાર લઈ મને રોકશે અને તે સમયે આ શહેરોના બધાજ રસ્તાઓ ઉપર ફરિશ્તાઓ તૈનાત હશે. જેઓ આ શહેરોની રક્ષા કરશે.

આ વાકયો સંભળાવી નબી અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાની લાકડી (અસા)ને મિમ્બર પર મારી ફરમાવ્યું આ તયબા(મદીના) છે આજ તયબા છે. સાંભળો હું તમારી સમક્ષ દજ્જાલની આવી જ વાતો રજુ કરતો હતો કે નહી? લોકો એ જવાબ આપ્યો હા! યા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે અત્યારે દજ્જાલ સિરિયાના સમુદ્રમાં છે. અથવા યમનના સમુદ્રમાં છે. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું નહી (આ બે જગ્યાએ નથી) પરંતુ તે પૂર્વ તરફ છે. તે પુર્વ તરફ છે. (મુસ્લિમ : ભાગ-૪, પેજ-૨૨૬૧, હદીષ નં.-૨૯૪૨)

નોંધ : આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તમીમદારી રદિયલ્લાહુ અન્હુ નો આ બનાવ સંભળાવ્યા પછી ફરમાવ્યું કે દજ્જાલ સિરિયાના સમુદ્રમાં છે. અથવા યમનના સમુદ્રમાં છે. પછી પોતાના આ ખ્યાલને પરિવર્તિત કરી ત્રણ વાર ફરમાવ્યું કે તે પૂર્વ તરફ છે, તેના વિશે ઉલમા લખે છે કે પહેલી બે જગ્યાઓ (સિરિયા અને યમન)નો ઉલ્લેખ કર્યા પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ને વહીના માધ્યમથી બતાવવામાં આવ્યું કે તે વાસ્તવમાં પૂર્વ તરફ છે, તેના કારણે પૂર્વ તરફવાળી વાતનો ઉલ્લેખ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ભાર પૂર્વક ત્રણ વખત કર્યો.

## ★ દજ્જાલના પ્રશ્નો અને વર્તમાન પરિસ્થિતિઃ

દજ્જાલે તમીમદારી રદિયલ્લાહુ અન્હુ અને તેમના સાથીઓથી બયસાનના ખજૂરોના બાગો, ઝુગરના ઝરણા અને તબરિય્યાના સરોવર અને નબીએ અકદસ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વિશે પ્રશ્નો પુછયા હવે આ પ્રશ્નો વિશે વિગતવાર માહિતી વાંચીએ.

## (૧) બયસાન ના ખજૂરના બાગો :

બયસાન શહેર પહેલા ફલસ્તિનનો એક ભાગ હતું. હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ અન્હુ ના શાસનકાળમાં તેના ઉપર શુરહબિલ બિન હસના અને હઝરત અમ્ર બિન આસ રદિયલ્લાહુ અન્હુમા એ વિજય પ્રાપ્ત કર્યો. પછી બયસાન શહેર ૧૯૪૮ થી પહેલા જોર્ડન (Jordan)નો એક ભાગ હતો. મે-૧૯૪૮ માં ઈઝરાઈલે બયસાન શહેર સાથે બયસાન જિલ્લાના ઓગણત્રીસ નાના-મોટા ગામડાઓ ઉપર કબ્જો કરી લીધો અને આજ સુધી આ ઈઝરાઈલના કબ્જામાં જ છે. જયાં સુધી બયસાન શહેરના ખજૂરોના બાગોની વાત છે તો તેના વિશે પ્રખ્યાત ઈતિહાસકાર અબુ અબ્દીલ્લાહ યાકુત હમવી (મૃત્યુ : ૬૨૬ હિ.) પોતાના પુસ્તક 'મોઅજમુલ બુલદાન' માં લખે છે કે બયસાન શહેર પોતાની ખજૂરોના લીધે પ્રખ્યાત હતું. હું ઘણીવાર ત્યા ગયો છું. પરંતુ મેં ત્યાં ફકત બે જ ખજૂરના બાગો જોયા. આજના યુગમાં પણ બયસાન શહેર ખજૂરો માટે પ્રખ્યાત નથી પરંતુ આજના યુગમાં પશ્ચિમી કિનારાનું શહેર અરીહા (Jerich)ખજૂરો માટે પ્રખ્યાત છે. આમ જોવા જઈએ તો બયસાન ના અમુક ઈલાકાઓ હજુ પણ જોર્ડન માં છે. જે જોર્ડનના ઘોર (Ghor) શહેર માં છે. અને ઘોર શહેરમાં અત્યારે ઘઉં અને શાકભાજીની ખેતી થાય છે. અને જોર્ડનનીખેતીવાડીનું ભવિષ્ય કંઈ સારું નથી લાગતું. જોર્ડનની

નિર્ભયતા યરમુક (Yarmuk) ની નદી ઉપર છે. જોર્ડન યરમુકના પાણીને પોતાનું પુર્વિ ઘોર કેનાલ ઓર્ગનાઈઝેશન પ્રોજેક્ટ માટે ઘોર શહેરના નજીક લઈ આવ્યું છે. જોર્ડનની જમીનોની ઘોરના આ પ્રોજેક્ટ વડે સિંચાઈ કરવામાં આવે છે. (તીસરી જંગે અઝીમ ઔર દજ્જાલ : પેજ-૧૨૭)

ઉપર વર્ણવેલ વાતોથી એ વાત સ્પષ્ટ થઈ ગઈ કે બયસાન ના ખજૂરના બાગો એ ખજૂર આપવાનું બંધ કરી દીધું છે. અલ્લાહુ અકબર! દજ્જાલની એ વાત સાચી થઈ ગઈ કે તે સમય ખુબજ નજીક છે, જયારે આ ખજૂરના વૃક્ષો ખજૂરો આપવાનું બંધ કરી દેશે. આમ દજ્જાલના નિકળવાની ત્રણ મોટી નિશાનીઓ માંથી એક નિશાની તો પુરી થઈ ગઈ છે. (દજ્જાલ કબ? કોન? ઔર કહાં? : પેજ-૧૮૨)

## (૨) તબરિય્યાનું સરોવર અને તેનો ઈતિહાસ :

દજ્જાલનો બીજો પ્રશ્ન તબરિય્યાના સરોવર વિશે હતો. આ સરોવર પણ અત્યારે ઈઝરાઈલના કબ્જામાં છે. તેણે અંગ્રેજી માં Lake of Tiberias અથવા Sea of Galilee અને ઈબરાની ભાષામાં Yam kinneret કહેવામાં આવે છે. આ સરોવરોની આજુ બાજુ નવ શહેરો વસેલા છે. જેમાંથી એક તબરિય્યા છે. જે યહુદીઓના ચાર પવિત્ર શહેરો માંથી એક છે. આ શહેર ઐતિહાસીક મહત્વ ધરાવે છે. ઈ.સ. ૭૦ માં જયારે રૂમના બાદશાહ ટાઈટસે (Titus) બયતુલ મુકદ્દસને વેરાન કરી નાંખ્યું તો યહૂદી ધર્મ ગુરૂઓ જેઓને રબ્બી(Rabbi) કહેવામાં આવે છે. તબરિય્યામાં આવી ભેગા થયા અને અહીંયા યહૂદી ધર્મ ગુરૂઓની ઉચ્ચ અદાલત બોલાવવામાં આવી. આગળ જઈ આ અદાલતના ફેસલાઓથી ત્રીજી અને પાંચમી સદીમાં યહૂદીઓના ધાર્મિક અને રાજકીય કાયદાઓનું એક

પુસ્તક Talmud તૈયાર કરવામાં આવ્યું. ઈ.સ. ૧૨૦૦ માં યહૂદીઓને તબરિય્યાથી નાસી છુટવું પડયું. અને પછી એક વાર તેઓ ઈ.સ. ૧૮૦૦ માં અહીયા વસ્યા અત્યારે આ શહેર એક પર્યટન સ્થળથી પ્રખ્યાત છે. પહેલી વખત આ શહેર ઉપર શુરહબીલ બિન હસના રદિયલ્લાહુ અન્હુએ વિજય પ્રાપ્ત કર્યો પછી જયારે શહેરવાસીઓએ કરાર વિરૂધ્ધ કાર્યો આચર્યા તો હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ ના જ શાસન કાળમાં હઝરત અમ્ર બિન આસ રદિયલ્લાહુ અન્હુએ વિજય પ્રાપ્ત કર્યો. મોઅજમુલ બુલદાનમાં લખ્યું છે કે અહીયા પ્રાચીનકાળની એક ઈમારત છે જેને **હૈકલે સુલેમાની** કહેવામાં આવે છે. તેના વચ્ચે થી પાણી નિકળે છે. અહીંયા ગરમ પાણીના ઝરણા પણ છે. બયસાન શહેર અને ઘોર શહેરની વચ્ચે એક ગરમ પાણીનું ઝરણું છે. જે સુલેમાન અલયહિસ્સલામ ના નામથી પ્રખ્યાત છે. આ ઝરણાના પાણી વિશે લોકોમાં શ્રધ્ધા છે કે તેનું પાણી રોગમુકત છે અર્થાત તે પાણીમાં બધી જ બીમારીઓની શિફા છે. અને તબરિય્યાના સરોવર વચ્ચે એક મોટી શિલા છે. જેની ઉપર પણ એક મોટી શિલા છે. જે દુરથી પણ દેખાય છે. ત્યાનાં રહેવાસીઓ એવું માને છે કે આ હઝરત સુલેમાન અલયહિસ્સલામ ની કબર છે. (મોઅજમુલ બુલદાન : ભાગ-૪, પેજ-૧૮-તીસરી જંગે અઝીમ ઔર દજ્જાલ : પેજ-૧૨૯)

## તબરિય્યાનું સરોવર અને વર્તમાન પરિસ્થિતિ :

તબરિય્યાનું આ સરોવર ઉત્તર-પુર્વ ઇઝરાઇલમાં જોર્ડનની સરહદની નજીક છે. અત્યારે આ સરોવરમાં મીઠું પાણી છે અને આ સરોવરની લંબાઈ ૨૪ કી.મી. છે અને તેની વધારેમાં વધારે પહોળાઇ ઉત્તર તરફ છે. જે ૧૩ કી.મી. છે. આ સરોવરની ઉંડાઇ ૧૫૭ ફુટ

છે. તેનુ કુલ ક્ષેત્રફળ ૧૬૬ ચોરસ કી.મી. છે. અત્યારે આ સરોવરમાં વિવિધ પ્રકારની માછલીઓ જોવા મળે છે. તબરિય્યાનું આ સરોવર અત્યારે ઈઝરાઈલ માટે મીઠા પાણીનું સૌથી મોટુ માધ્યમ છે. અને આ સરોવરના પાણીનું સૌથી મોટુ માધ્યમ જોર્ડનની નદી છે. જે ગોલાનની પર્વતમાળામાં ''જબલુશ્શૈખ'' થી આવે છે. હવે ઈઝરાઈલે આ સરોવરથી પહેલા જ જોર્ડન નદીને વળાંક આપી તેને ઈઝરાઈલમાં લઈ લીધી છે. અને તેનાથી પોતાની જરૂરત પુરી કરે છે. અને જે પાણી વધે છે તેને પોતાના રણપ્રદેશોમાં નાંખે છે. આનો હેતુ મુસલમાનોને પાણી થી વંચિત રાખવાનો છે. અને જોર્ડનની જમીનોને વેરાન કરવાનો છે. આ રીતે યરમુકની નદીને વળાંક આપવાથી તબરિય્યાના સરોવર સુકાઈ જવાનો ભય છે.

## (૩) ઝુગરનુ ઝરણુઃ

દજ્જાલનો ત્રીજો પ્રશ્ન ઝુગરના ઝરણા વિશે હતો. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહ અન્હુ ફરમાવે છે કે જ્યારે અલ્લાહ તઆલાએ હઝરત લૂત અલયહિસ્સલામની કૌમના લોકોને નષ્ટ કરવાનો નિર્ણય લીધો તો હઝરત લૂત અલયહિસ્સલામને સદૂમ (Sodom)થી નિકળી જવાનો આદેશ આપ્યો. તો હઝરત લૂત અલયહિસ્સલામ આ આજ્ઞાનું પાલન કરી પોતાની બે છોકરીઓ સાથે આ શહેરમાંથી નિકળી ગયા આ બે છોકરીઓમાંથી એકનું નામ ''રબ્બા'' રાખવામાં આવ્યું અને જ્યારે તેનુ અવસાન થયુ તો તેણે એક ઝરણા પાસે દફન કરવામાં આવી અને તે ઝરણાનું નામ રબ્બા રાખવામાં આવ્યું હતું જ્યારે બીજી છોકરીનું નામ ઝુગર હતું જ્યારે તેનુ અવસાન થયું તો તેને પણ એક બીજા ઝરણા પાસે દફન કરવામાં આવી તે કારણસર આ ઝરણાનું નામ ''ઝુગર'' પ્રખ્યાત

થઈ ગયું. અબૂ અબ્દુલ્લાહ હમવી એ મોઅજમુલ બુલદાનમાં ઝુગરના ઝરણાને મૃતસમુદ્ર (Dead Sea) ઈઝરાઈલની ઉત્તર દિશામાં વર્ણવ્યો છે. બાઈબલ પ્રમાણે લૂત અલયહિસ્સલામની કૌમ ઉપર અઝાબ આવ્યા પછી હઝરત લૂત અલયહિસ્સલામ જે શહેરમાં ગયા હતા તેને ઝોર (Zoar) કહેવામાં આવે છે. જે અત્યારે મૃતસમુદ્રની ઉત્તરમાં જોર્ડનના વિસ્તારમાં ''અસ્સાફી'' ના નામથી પ્રખ્યાત છે. (તીસ્રી જંગે અઝીમ ઔર દજ્જાલ પેજ નં.-૧૨૯,૧૩૦)

હઝરત તમીમે દારી રદિયલ્લાહુ અન્હુ સાથે બનેલ બનાવ સંભળાવ્યા પછી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાની લાકડી (અસા) ને મિમ્બર પર મારી ફરમાવ્યું કે આ તયબા છે. આ તયબા છે. એટલે મદીના મુનવ્વરા, પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે હું તમારી સમક્ષ દજ્જાલની આ બધી વાતોનું વર્ણન કરતો હતો. યાદ રાખો દજ્જાલ સિરીયાના સમુદ્રમાં છે. અથવા યમનના સમુદ્રમાં છે. ના, ના, સાચી વાત એ છે કે એ પુર્વમાં છે. તે પુર્વમાં છે. નબી અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાના હાથ વડે પુર્વ તરફ ઈશારો કર્યો. હવે આરબની પુર્વ તરફ જોવામાં આવે તો બે જગ્યાઓ એવી છે જેમને પશ્ચિમના ઈસાઈઓ પણ શૈતાની સમુદ્ર અથવા શૈતાની ટાપુ અથવા નર્કનો દરવાજો કહે છે. પુર્વમાં પેસિફિક મહાસાગરના વેરાન ટાપુઓ આવેલા છે. અને તેની આજુ બાજુ ઉંડાઈવાળા અને ભયાનક પાણીઓનું નામ શૈતાની સમુદ્ર (Devils Sea) છે. ધ્યાન આપવાની બાબત એ છે કે ત્યાં કોઈ પણ ઈસ્લામી રાષ્ટ્ર નથી, પછી આ સમુદ્રને શૈતાની સમુદ્રનું નામ કોણે આપ્યું? મુસલમાનો આવુ કોઈ નામ આપે તો સમજમાં આવે છે. પરંતુ ગેરમુસ્લિમોએ આને શૈતાનનું સ્થાન કેમ કહ્યું? પેસિફિક મહાસાગરના છેડે અમેરીકા છે. અમેરીકાની નજીક સમુદ્રમાં ત્રિકોણી એક એવો ભાગ છે જેના વિશે આશ્ચર્યજનક વાતો પ્રખ્યાત છે. જેમાં હકીકત અને સચ્ચાઈ

ઓછી અને જુઠ્ઠાપણું વધારે છે. આ ત્રિકોણી ભાગને બર્મુદા ટ્રાએન્ગલ કહેવામાં આવે છે. બર્મૂદા ટ્રાએન્ગલ આજના આધુનિક સમયમાં પણ એક રહસ્ય છે. આધુનિક વિમાનો અને સમુદ્રી જહાજો પણ આ સ્થળમાં પ્રવેશવાની સાથે જ બેકાર થઈ જાય છે. કેટલાક તો અંદર પ્રવેશતાની સાથે જ પલાયન થઈ ગયા અને આજ સુધી તેમનો કોઈ પત્તો લાગ્યો નથી. અલ્લાહ તઆલા પોતાની કુદરતથી કોઈને અંદર લઈ જાય અને તે પાછો આવી લોકોને ત્યાંની સ્થિતિથી વાકેફ કરે તો તેની વિશેષતા છે. સામાન્ય લોકોની શક્તિની વાત નથી કે તેઓ અંદર પ્રવેશી શકે, જેવી રીતે અલ્લાહ તઆલાએ તમીમદારી અને તેમના સાથીઓને ત્યાં પહોંચાડી દીધા અને તેઓ સહી સલામત ત્યાંથી પાછા ફર્યા અને પોતાની સાથે બનેલ ઘટના તેઓએ નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સમક્ષ રજૂ કરી. પેસિફિક મહાસાગરના શૈતાની સમુદ્ર અને એટલાન્ટીક મહાસાગરના શૈતાની ત્રિકોણમાં અનેક વિશેષતાઓને લઈ સમાનતા છે જે નીચે પ્રમાણે છે.

(૧) દુનિયાની આ બંને જગ્યાઓ એવી છે જ્યાં હોકાયંત્ર કામ કરવાનુ છોડી દે છે. આ બંને જગ્યાઓમાં ઘણા સમુદ્રી જહાજો પલાયન થઈ ગયા છે. શૈતાની સમુદ્રમાં ઓછા અને બર્મૂદા ટ્રાએન્ગલમાં વધારે, તેનાથી પણ વધારે આશ્ચર્યજનક વાત એ છે કે આ બંને જગ્યાઓ વચ્ચે એવા જહાજો જોવામાં આવે છે જે ઘણા સમય અગાઉ પલાયન થઈ ચુક્યા હતા.

(૨) આ બંને જગ્યાઓ વચ્ચે ઉડતી રકાબીઓ જોવા મળી છે. જેમને અમેરીકી યહુદી મીડીયા અંતરીક્ષ જનતાની સવારી માને છે. આ ઉડતી રકાબીઓ જેવી રીતે ઝડપથી ઉડી શકે છે તેવી જ રીતે સમુદ્રની ઉંડાઈમાં પણ પ્રવાસ કરી શકે છે તેમજ પોતાની સાઈઝ નાની મોટી પણ કરી શકે છે. એવી જ રીતે હવામાં ઉભી થઈ શકે છે અને જમીન ઉપર ગમે તે જગ્યાએ ઉતરવાની ક્ષમતા ધરાવે છે.

અમેરીકાનું યહુદી મીડીયા આ રકાબીઓની વાસ્તવિકતા છુપાવી રહ્યું છે. અમુક વિદ્વાનોએ આ રકાબીઓની વાસ્તવિકતા પ્રગટ કરવા માંગી તો તેમને કત્લ કરી દેવામાં આવ્યા.

વિદ્વાનોનું અનુમાન એ છે કે દજ્જાલ આ બંને જગ્યાઓમાંથી ગમે તે એક જગ્યાએ છે.પરંતુ સાચી વાત એ છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાની હદીષમાં કોઈ નિશ્ચિત જગ્યા વર્ણવી નથી. અને હદીષ શરીફમાં જે વાતનું વર્ણન જેટલું કરવામાં આવ્યું તેનાથી વધારે જાણવામાં આપણો કોઈ ફાયદો ન હતો એટલે નબી(સલ્લલ્લાહુ અલયહિ) એ વધારે સ્પષ્ટા ન કરી. હવે દજ્જાલની જગ્યા શોધવામાં આપણો કોઈ ફાયદો નથી, દજ્જાલના સ્થાનને શોધવા કરતા વધારે મહત્વ એ વાતનું છે કે દજ્જાલથી પોતાનું રક્ષણ કરવાની તૈયારી કરવામાં આવે. આજે આપણને દજ્જાલનું સ્થાન નિશ્ચિત રીતે માલુમ પડી જાય તો કોઈ માણસ સમય પહેલા તેને ન કત્લ કરી શકે છે, અને ન કોઈ તેની પાસે પહોંચી શકે છે. હા!જયારે દજ્જાલ નિકળશે અને પોતાનો ફિત્નો ફેલાવશે તે સમયે જે માણસે દુન્યાની મહોબ્બત છોડી મોતની તૈયારી કરી હશે અને હરામ છોડી હલાલ અપનાવ્યુ હશે અને સુરએ કહફ અને ખુદાની પાકી બયાન કરવાની આદત પાડી હશે અને જાન-માલ અલ્લાહના રાસ્તામાં કુરબાન કરવાની ટેવ પાડી હશે તે માણસ તો બચી જશે. ફિત્નાની જગ્યા જાણવી એટલી મહત્વની વાત નથી જેટલી ફિત્નાથી બચવાની કોશીશ કરવી મહત્વની વાત છે.

## ★ દજ્જાલ કયારે નિકળશે?

આપણને કુર્આન મજીદથી આ પ્રશ્નના બે ઉત્તરો મળે છે. પહેલા ઉત્તરનું વર્ણન સુરએ બનિ ઈસ્રાઈલ આયત નં. ૫૧ માં કરવામાં

આવ્યું છે. અનુવાદ: એ નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ લોકોને કહી દો તે સમય બિલકુલ નજીક છે. એવી જ રીતે સુરએ મઆરિજમાં છે કે લોકો તે સમયને દુર સમજે છે. પરંતુ અમે (અલ્લાહ તઆલા ) તે સમય ને નજીક જોઈ રહ્યા છે. અને બીજા ઉત્તરનો ઉલ્લેખ કુર્આનમાં ઘણી બધી જગ્યાએ કરવામાં આવ્યો છે. અનુવાદ : એ નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ કહી દો કે હું નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ નથી જાણતો કે જે વાતનો તમારાથી વાયદો કરવામાં આવ્યો છે. તે નજીક છે કે દૂર?

આ બન્નેં ઉત્તરોથી એ વાત સ્પષ્ટ થાય છે કે જેવી રીતે કયામતની ચોક્કસ-નિશ્ચિત જાણકારી કોઈની પાસે નથી કે કયારે આવશે એવી જ રીતે દજ્જાલના નિકળવાની ચોકકસ જાણકારી અલ્લાહ તઆલા સિવાય કોઈને નથી. અમુક નિશાનીઓને લઈ વિધવાનો-ઉલમા માને છે કે હવે દજ્જાલના નિકળવાનો સમય ખુબ જ નજીક આવી ગયો છે. અલ્લાહ તઆલા આપણી દજ્જાલ થી હિફાઝત ફરમાવે.

## ★ એક અગત્યની વાત :

નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ જે સભા-મજલીસમાં દજ્જાલનો ઉલ્લેખ કરતા ત્યાં હાજર સહાબા રદિયલ્લાહુ અન્હુમ ઉપર ડર છવાઈ જતો હતો અને સહાબા રડી પડતા હતા. પરંતુ શું કારણ છે કે આપણને આના પ્રત્યે કોઈ ચિંતા અને ફિકર નથી અને આપણા પેટનું પાણી પણ નથી હાલતુ. આનું એક કારણ એ હોઈ શકે કે આપણે આ ફિતનાને સમજવાને એવી રીતે કોશીશ નથી કરી જેવી રીતે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ આપણને સમજાવવા માંગતા હતા. આજે જે કોઈ દજ્જાલ વિશે સાંભળે છે કે તેની પાસે ખોરાકનો જથ્થો હશે અને પાણીની નહેર હશે અને તે આ

ખોરાકના જથ્થા અને પાણીમાંથી તે જ માણસને ખોરાક અને પાણી આપશે જે તેને પોતાનો ખુદા માનશે. તો આ વાત એવી હાલતમાં સાંભળે છે કે તેનું પેટ ભરેલુ હોય છે અને પાણીની તરસ તેને લાગી નથી હોતી. આ વાત સાંભળતા સમયે તેની સામે એ દશ્ય નથી હોતુ તે સમયે એવી સ્થિતિ હશે કે ઘણા દિવસોથી તેને રોટલાનો એક ટુકડો પણ જોવા નહી મળ્યો હોય અને પાણીનું એક ટીપુ પણ તેને મળ્યુ નહી હોય. ભુખ અને તરસને લીધે તે કમજોર થઈ ગયો હશે અને તડફડતો હશે. જયારે તે માણસ પોતાના ઘરમાં પગ મુકશે તો સામે તેનો એ વહાલો પુત્ર હશે જેના એક ઈશારા પર તેની જરૂરત પૂરી કરી દેતો હતો. આ વહાલો પુત્ર પણ એ અવસ્થામાં હશે કે ભૂખ અને તરસને લઈ તેની જીભ બહાર લટકી ગઈ હશે. અને કેટલાય દિવસોની ભૂખને લઈ તેના ચહેરાની ચમક જતી રહી હશે. આજે તે પુત્ર પોતાના પિતાથી ખાવા-પીવાનો સવાલ કરતો હશે. માણસ પોતાના વહાલા પુત્રની ખાવા-પીવાની જરૂરતને પુરી નહી કરી શકે. તેનાથી મોઢુ ફેરવી બીજી તરફ જોશે તેની એ સન્માનીય માતા હશે જેણે આજ સુધી તેને ભુખ્યા પેટે સુવા નહી દીધો હોય. જે તેની તરસને તેના ઈશારાથી સમજી જઈ તેની તરસ ખત્મ કરી દેતી હતી. આજે તે માતા પણ એવી અવસ્થામાં હશે કે ભુખ અને તરસને લઈ બેચેન થઈ પોતાના પુત્ર સામે એ ઈચ્છા થી જોશે કે આજે મારો પુત્ર મારા માટે ખાવા-પીવાની કંઈક વ્યવસ્થા કરશે. પરંતુ આ દિકરો પોતાની માતાની આ ઈચ્છા પુર્ણ નહી કરી શકે. પોતાની માતાથી નજર ફેરવી તે પોતાની તે પ્રિય પત્ની તરફ જોશે જે જીવનના સુખ-દુઃખમાં તેનો સાથ આપતી હતી તે પણ આજે ભુખના લીધે પોતાની એડીઓ રગડતી હશે અને પોતાના પતિથી એ ઉપેક્ષા રાખતી હશે કે આજે તેનો પતિ તેના માટે કયાંકથી રોટલાનો એક ટુકડો અને પાણીનું એક ટીપુ લઈ આવશે, પરંતુ આ માણસ લાચાર બની પોતાના આ વહાલાઓને જોઈ રહ્યો હશે અને વિચારતો હશે કયાંકથી ખાવા-પીવાની વ્યવસ્થા થઈ જાય અને આ વહાલાઓ જેઓ

જીવનના છેલ્લા પગથીયા પર પહોંચી ગયા છે તેમના પ્રાણ બચી જાય કે અચાનક બહારથી સ્વાદિષ્ટ વાનગીઓની સુગંધ અને પાણીની આવાજ આવશે તે માણસ બહાર દોડી પડશે. તે દજ્જાલની આવાજ હશે. દજ્જાલ કહેશે આ ખોરાક-પાણી તારા માટે છે પરંતુ શર્ત એ છે કે તુ મને પોતાનો ખુદા માની લે. આ સાંભળી તે માણસ થોડીક વાર ખાવા-પીવાનું પ્રાપ્ત કરવાથી રોકાઇ જશે અને વિચારશે કે ઈમાનનો ખતરો છે કે અચાનક પાછળથી તેના વહાલાઓ ભુખ અને તરસની ફરીયાદ કરશે.

વાચક મિત્રો! બતાવો .... બતાવો! તમે શું કરશો? પોતાના ઈમાનની હિફાઝત કરશો કે પોતાના વહાલાઓને બચાવશો? શું તમારામાં એટલી ઈમાની તાકત છે કે તમે તમારા ઈમાનને બચાવવા માટે પોતાના વહાલાઓની જાન તમારી સામે નિકળતા જુઓ? શું તમારૂ ઈમાન એટલુ મજબુત છે? વિચારો અને ઉપર વર્ણવેલ પરિસ્થિતિનો ખ્યાલ કરી વિચારો!

હેતુ માત્ર એટલો જ છે કે આ ફિત્નો કોઇ નાનો સુનો ફિત્નો નથી ખુબ જ મોટો અને ભયાનક ફિત્નો છે તેનાથી બચવાની કોશીશ અને પ્રાથના કરતા રહેવુ જોઈએ. પોતે નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પણ દજ્જાલના ફિત્નાથી રક્ષણની અલ્લાહ તઆલાથી દુઆ કરતા રહેતા હતા.

## ★ શું કરવુ જોઈએ?

(૧) હઝરત ઈમરાન બિન હુસૈન રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યુ કે જે માણસ દજ્જાલ વિશે સાંભળે કે દજ્જાલ નિકળી આવ્યો છે તો તે માણસ તેનાથી દૂર રહેવાના પ્રયાસો કરે. ખુદાની કસમ! એક માણસ દજ્જાલ પાસે આવશે તે માણસ પોતાના વિશે એમ વિચારશે કે હું તો ખુબજ સાચો અને પાકો મુસલમાન છું. દજ્જાલના ફસાવવામાં નહી આવું.

પરંતુ તે માણસ દજ્જાલના ચમત્કારોથી પ્રભાવિત થઇ તેની સાથે થઇ જશે. (અબુ દાવૂદ : ભાગ-૪, પેજ-૧૧૬, હદીષ નં.-૪૩૧૯)

માટે જયારે દજ્જાલ વિશે જાણકારી થાય કે તે નિકળી આવ્યો છે તો તેની પાસે જવાને બદલે તેનાથી દૂર રહેવાના પ્રયાસો કરવા જોઇએ.

(૨) અલ્લાહ તઆલાથી ખુબ જ રડી રડીને દુઆ કરવી જોઇએ અલ્લાહ તઆલા દજ્જાલના ફિત્નાથી આપણની રક્ષા ફરમાવે, જેવી રીતે કે પોતે નબી(સ.અ.વ) પણ પોતાની દુઆઓમાં દજ્જાલના ફિત્નાથી રક્ષણની દુઆઓ માંગતા હતા.

(૩) હઝરત અબુ દર્દા રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે જે માણસ સુરએ કહફની પહેલી દસ આયતો યાદ કરી લેશે તે દજ્જાલના ફિત્નાથી બચી જશે. (મુસ્લિમ : ભાગ-૧, પેજ-૫૫૫, હદીષ નં.-૮૦૯)

માટે દરેક મુસલમાન ભાઇ બહેન માટે અત્યંત જરૂરી છે કે તે સુરએ કહફની દસ આયતો મોઢે કરી તેણે પઢતો રહે.

(૪) હઝરત નવ્વાસ બિન સમ્આન(રદી)થી રિવાયત છે કે જે માણસ દજ્જાલને જુએ તો તે માણસ તેની સામે સુરએ કહફની પહેલી આયતો પઢે. (મુસ્લિમ: ભાગ-૪, પેજ-૨૨૫૦, હદીષ નં.-૨૯૩૭)

(૫) હઝરત અબુ સઇદ ખુદરી રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે જે માણસ આખી સુરએ કહફ પઢતો રહેશે તે દજ્જાલના ફિત્નાથી બચી જશે. (મુસ્તદરક : ભાગ-૪, પેજ-૫૫૭, હદીષ નં.-૮૫૬૨)

(૬) મક્કા અથવા મદીના માંથી કોઇ એક શહેરમાં સ્થાળાંતર કરી જવુ કેમ કે દજ્જાલ મક્કા અને મદીનામાં પ્રવેશી નહી શકે, જેવી રીતે કે હઝરત

જાબિર રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે દજ્જાલ આખી દુનિયામાં ચક્કર લગાવશે પરંતુ મક્કા-મદીનામાં પ્રવેશી નહી શકે. મક્કા-મદીનાની રક્ષા માટે અલ્લાહ તઆલા ફરિશ્તાઓને તૈનાત કરી દેશે, જેઓ તેને પ્રવેશવા દેશે નહી. (મુસ્નદે અહમદ : ભાગ-૨૩, પેજ-૨૧૦, હદીષ નં. -૧૪૯૫૩)

(૭) દજ્જાલની વાસ્તવિકતાથી લોકોને વાકેફ કરવામાં આવે છે. કેમ કે જયાર સુધી લોકો દજ્જાલથી વાકેફ નહી થાય ત્યા સુધી બચવાના પ્રયાસો કેવી રીતે કરશે?

(૮) હઝરત અબુ ઉમામા રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ થી પુછવામાં આવ્યું કે દજ્જાલના જમાનામાં ભુખ અને તરસમાં જીવન ટકાવી રાખવા કઈ વસ્તુઓ ઉપયોગી નિવડશે? આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે સુબ્હાનલ્લાહ, અલ્હમ્દુલિલ્લાહ, અલ્લાહુ અકબર ખોરાકી જરૂરત પુરી કરવા ઉપયોગી નિવડશે.

માટે બધા મુસલમાન ભાઈઓ અને બહેનોએ સાવર-સાંજ મસ્નૂન તસ્બીહાત (દુરૂદ શરીફ, ત્રીજો કલિમો, ઈસ્તિગ્ફાર) પઢવાની આદત બનાવી લેવી જોઈએ. અલ્લાહ તઆલા આપણા બધાની દજ્જાલના ફિત્નાથી હિફાઝત ફરમાવે....આમીન

બિસ્મિહી તઆલા

# હઝરત ઈસા (અલૈ)

હઝરત ઈસા(અલૈહિસ્સલામ)ની ગણત્રી મહાન પયગમ્બરોમાં કરવામાં આવે છે. જેવી રીતે હુઝુર(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) અલ્લાહ તઆલાના અંતિમ પયગમ્બર છે એવી જ રીત હઝરત ઈસા(અલૈહિસ્સલામ) પણ બનુ ઈસ્રાઈલ કૌમના અંતિમ પયગમ્બર હતા અને આ વાતને બધા ઉલમા માને છે કે હઝરત ઈસા(અલૈહિસ્સલામ) અને હુઝુર(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના વચ્ચેના યુગમાં કોઈ પણ નબી નથી આવ્યા. આ બંને નબીઓ વચ્ચે ૫૭૦ વર્ષનો સમય ગાળો છે.

## ★ હઝરત ઈમરાન અને હઝરત હિન્ના

બનુ ઈસ્રાઈલમાં હઝરત ઈમરાન ઘણાજ ભક્ત અને ત્યાગી માણસ હતા. આ જ ભક્તિ અને ત્યાગને લઈ લોકોએ તેમને પોતાની નમાઝોમાં ઈમામ બનાવ્યા અને તેઓની પત્ની હિન્ના પણ ખુબ જ ભક્ત અને સદાચારી હતા. આ બન્ને પતિ-પત્ની પોતાના સદકાર્યોને કારણે બનુ ઈસ્રાઈલમાં ઘણાજ લોકપ્રિય હતા. હઝરત ઈમરાન હઝરત સુલેમાન(અલૈહિસ્સલામ)ના વંશ માંથી અને હઝરત હિન્ના હઝરત દાવૂદ(અલૈહિસ્સલામ) ના વંશમાંથી હતા. હઝરત ઈમરાનના ઘરમાં કોઈ સંતાન ન હતુ તેમની પત્ની હઝરત હિન્નાની તીવ્ર ઈચ્છા હતી કે તેઓને ત્યા કોઈ સંતાન જન્મ લે. તેઓ આ ઈચ્છાની પૂર્ણતા માટે અલ્લાહ તઆલાથી ખુબજ દુઆ માંગતા હતા અને દુઆ કબૂલ થવાની આતુરતાપૂર્વક રાહ જોતા હતા. કહેવામાં આવે છે કે એક

વખત હિન્ના પોતાના ઘરના આંગણમાં આંટા મારી રહ્યા હતા કે સામે એક પક્ષી નજરે પડયુ જે પોતાના બચ્ચાને વહાલ કરી રહ્યું હતું. હિન્નાનુ દિલ આ દ્દશ્ય જોઈ ભરાઈ આવ્યું, સંતાન પ્રાપ્તિની ઈચ્છા તિવ્રતાપૂર્વક જાગી ઉઠી અને વ્યાકુળતાની આ ક્ષણોમાં જ તેઓએ પોતાના બન્ને હાથ ઉઠાવી ખુદાની સમક્ષ દુઆ કરી કે હે પરવરદિગાર! આ પક્ષીની જેમ મને પણ સંતાન અર્પણ કર. જે મારી આંખો માટે જયોત સમાન હોય અને મારા દિલને પ્રસન્ન કરી દે. દિલ થી નિકળેલી આ દુઆ અલ્લાહના દરબારમાં કબૂલ થઇ ગઈ. અને હિન્ના ને થોડા સમય પછી પોતાના ગર્ભવતી હોવાનો એહસાસ થયો. હિન્નાને આ સ્થિતિથી એટલી પ્રસન્નતા થઈ કે તેઓએ નઝર માની લીધી કે ''હે પરવરદિગાર! મારા પેટમાં જે સંતાન છે તેને સૌ કામોથી આઝાદ રાખી મેં તને ભેટ આપ્યું. માટે તુ મારા તરફ થી તેને સ્વીકારી લે. તુ જ દુઆ ને સાંભળનાર અને નિય્યતોને જાણનાર છે.'' (સુરએ આલિ ઈમરાન)

બની ઈસ્રાઈલમાં રિવાજ હતો કે કેટલાક છોકરાઓને તેમના માતા-પિતા પોતાના હક માફ કરી અલ્લાહ તઆલાને ભેટ આપી દેતા. પછી ઝિંદગીપર્યંત તેઓને દુનિયાના કામ ધંધે લગાડતા નહી. તેમ જ તેઓના વિવાહ પણ કરતા નહી. બલ્કે તેઓ બયતુલમુકદ્દસમાં સેવક તરીકે રહી તેનું કામકાજ કરતા, તેમજ અલ્લાહ તઆલાની બંદગીમાં લાગેલા રહેતા તે સમયે આવી મન્નત જાઇઝ હતી. દીને મુહમ્મદી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ માં આવી મન્નત જાઇઝ નથી. તો તે વખતના રિવાજ પ્રમાણે હઝરત ઈમરાનના પત્નિ હિન્નાએ પણ ગર્ભની હાલતમાં સાચી નિય્યત અને સંપૂર્ણ એખલાસથી એવી મન્નત રાખી કે જે બાળક જન્મશે તેને ભેટ આપીશ, જાણે આ પ્રમાણે પુત્ર પ્રાપ્તિની ઈચ્છા વ્યકત કરી, કારણકે છોકરીઓ આ

કામ માટે સ્વીકારવામાં આવતી ન હતી. હવે હિન્ના પોતાની ઈચ્છા પૂર્ણ થવાના સમયની આતુરતાપૂર્વક રાહ જોવા લાગ્યા. પરંતુ સંતાન જન્મ લે તેના પહેલા જ તેમના પતિ હઝરત ઈમરાનનું અવસાન થઈ ગયુ. હઝરત હિન્ના પુત્રની આશા બાંધી બેઠા હતા. તેથી જ મન્નત રાખી હતી, પરંતુ પ્રસવવેળા પુત્રીને જોઈ બોલી ઉઠયા એ મારા પરવરદિગાર! આશા નિરાશામાં ફેરવાઈ ગઈ કારણ કે પુત્રી હોવાથી મારી મન્નત પૂર્ણ થવા પાત્ર નથી. કે આ બાળકી કેવી રીતે મસ્જિદે અકસાની સેવા કરી શકશે? કારણ કે બાળકીને સેવા માટે સ્વીકારવામાં આવતી નથી. તેઓ બાળકી જોઈ ઘણાજ દિલગીર થઈ ગયા, પરંતુ અલ્લાહ તઆલાએ તેમની દિલગીરીને આ વાક્ય કહી ખત્મ કરી દીધી કે ‘‘તે પુત્ર જેની તમોએ ઈચ્છા કરી હતી તે આ પુત્રીના બરાબર નથી.’’ (સુરએ આલિ ઈમરાન) મતલબ કે સાધારણ છોકરા કરતા આ પુત્રી વધુ દરજ્જા અને શાનવાળી છે. કારણ કે આ પુત્રીથી બાપ વિનાજ હઝરત ઈસા અલયહિસ્સલામ જન્મ લેનાર હતા. હઝરત હિન્નાએ પોતાની આ બાળકીનું નામ ‘મરયમ’ રાખ્યું. મરયમનો અર્થ સિરયાની ભાષામાં બંદગી કરનાર સ્ત્રીથી થાય છે. તો આ નામ રાખવામાં ઈશારો હતો કે યથાશક્તિ હું મારી મન્નત પાળવા તૈયાર છું. આ પુત્રી જો કે મસ્જિદે અકસાની સેવાની પાત્ર તો નથી જ, પરંતુ મસ્જિદમાં ઈબાદત માટે જ એને આઝાદ કરી દઈશ. પછી હઝરત હિન્ના એ પોતાની આ બાળકી માટે દુઆ કરી કે ‘‘એ પરવરદિગાર હુ તેણીને તેમજ તેની અવલાદને (જયારે પણ થાય) મર્દૂદ શૈતાનથી તારી રક્ષામાં આપું છું.’’ હઝરત હિન્નાની આ દુઆ પણ કબુલ થઈ જેમ કે હદીષમાં આવ્યું છે કે દરેક બાળકને જન્મયા પછી શૈતાન તેને અડકે છે. તેથી તે બાળક રડે છે. પરંતુ હઝરત મરયમ અલયહસ્સલામ અને હઝરત ઈસા

અલયહિસ્સલામને શૈતાન અડકયા નથી. હઝરત હિન્નાએ સંપુર્ણ એખલાસથી મન્નત રાખી હતી, તેથી તેણીએ સ્વપ્ન જોયું કે ભલે પુત્રી છે પરંતુ અલ્લાહ તઆલાએ તેણીને ભેટમાં સ્વીકારી લીધી. માટે મસ્જિદે અકસામાં લઈ જાઓ. હઝરત હિન્ના પોતાની પુત્રી હઝરત મરયમને લઈને મસ્જિદે અકસામાં પહોંચ્યા. પરંતુ મસ્જિદે અકસાના આગેવાનોએ કાયદા વિરૂદ્ધ હોવાથી છોકરી રાખવાની ના પાડી, ત્યારે હઝરત હિન્નાએ પોતાનુ સ્વપ્ન સંભળાવ્યું જેથી મસ્જિદના આગેવાનોએ આ છોકરીને સ્વીકારી લીધી. હઝરત મરયમ અલયહસ્સલામના પિતા હઝરત ઈમરાન મસ્જિદના ઈમામ હતા અને ઘણાજ સદાચારી માણસ હતા. બીજી તરફ હઝરત હિન્નાનું સ્વપ્ન સાંભળવાથી ત્યાંના બધાજ આગેવાનોએ આ છોકરીને પવિત્ર ગણી પોતાની પાસે રાખી ઉછેરવાની ઈચ્છા વ્યકત કરી. આ આગેવાનોની સંખ્યા ૨૭ હતી. તેમાં હઝરત ઝકરિય્યા અલયહિસ્સલામ પણ હતા. હઝરત ઝકરિય્યા અલયહિ-સ્સલામે પોતાની ઈચ્છા વ્યક્ત કરી કે આ પવિત્ર અમાનતના પાલનપોષણની જવાબદારી મને સોંપવામાં આવે. અને તેઓએ દલીલ રજુ કરી કે મારી પત્ની એમની (હઝરત મરયમ અલયહસ્સલામ)ની માસી હોવાથી હું વધુ હકદાર છું. પણ ત્યાંના આગેવાનોએ માન્યુ નહી. આખરે એ નિર્ણય કરવામાં આવ્યો કે સૌ પોતપોતાની તૌરાત લખવાની કલમ(પેન) વહેતા પાણીમાં નાંખે જેની કલમ પાણીમાં તણાઈ ન જાય અને વિરૂદ્ધ દિશામાં ચાલવા લાગે તે આ છોકરીનો હકદાર ઠરશે. પછી તેઓએ એક નદી પર જઈ કલમો નાંખી તો સૌની કલમો તણાવા લાગી, માત્ર હઝરત ઝકરિય્યા અલયહિસ્સલામની કલમ પ્રવાહ વિરૂદ્ધ ચાલવા લાગી, ત્યારે સર્વાનુમતે તેમને શિરે હઝરત મરયમનું પાલન-પોષણ ઠરાવવામાં આવ્યું, આ બનાવ

હઝરત ઝકરિય્યા અલયહિસ્સલામનો એક મોઅ્જિઝો હતો. આ રીતે અલ્લાહ તઆલાએ હઝરત મરયમ અલયહસ્સલામને હઝરત ઝકરિય્યા અલયહિસ્સલામના હવાલે કરાવ્યા કારણ કે હઝરત ઝકરિય્યા અલયહિસ્સલામના પત્ની એમના માસી હતા, તો માસી ના માયાળુ ખોળામાં ઉછરે અને હઝરત ઝકરિય્યા અલયહિસ્સલામના ઈલ્મ તથા દીનદારીથી લાભ ઉઠાવે. આ પ્રમાણે અલ્લાહ તઆલાએ હઝરત મરયમને કબૂલ ફરમાવી તેઓને ઈઝ્ઝત આપી અને શારીરિક, માનસિક, આત્મિક દરેક બાબતમાં અસાધારણ વૃધ્ધિ આપી. હઝરત મરયમ અલયહસ્સલામના સમજદાર થયા પછી તેમને મસ્જિદની બાજુમાં એક ઓરડી ખાસ કરી આપવામાં આવી. હઝરત મરયમ અલયહસ્સલામ આખો દિવસ ત્યાં ઈબાદતમાં ગાળતા. રાત્રે હઝરત ઝકરિય્યા અલયહિસ્સલામ ઘરે લઈ જતા તો રાત માસી પાસે ગુજારતા.

હઝરત મરયમ અલયહિસ્સલામ રાત-દિવસ અલ્લાહની ઈબાદતમાં તલ્લીન રહેતા. અહિંયા સુધી કે હઝરત મરયમ અલયહિ-સ્સલામ ની ઈબાદત અને પરહેઝગારી બનીઈસરાઈલમાં પ્રખ્યાત થઈ ગઈ. હઝરત ઝકરિય્યા અલયહિસ્સલામ દેખભાળના હેતુથી હઝરત મરયમની ઓરડીમાં આવ-જા કરતા હતા અને તેઓ હંમેશા હઝરત મરયમ અલયહસ્સલામની પાસે કમોસમી ફળફળાદી જોતા હતા. તેથી તેમને ઘણું આશ્ચર્ય થતુ હતુ. આખરે એક દિવસે તેઓએ પ્રશ્ન કર્યો કે મરયમ! આ કમોસમી ફળફળાદી તમારી પાસે કયાંથી આવે છે? હઝરત મરયમ અલયહસ્સલામે જવાબ આપ્યો કે આ ફળફળાદી અલ્લાહની પાસેથી આવે છે. નિશંક અલ્લાહ તઆલા ચાહે તેને અપાર રોઝી આપે છે. હઝરત ઝકરિય્યા અલયહિસ્સલામ આ જવાબ સાંભળી સમજી ગયા કે હઝરત મરયમ અલયહસ્સલામનું ખુદાની ત્યાં વિશેષ સ્થાન છે. અને

સાથે સાથે તેમના દિલમાં પણ ખ્યાલ આવ્યો કે જે ખુદા મરયમને કમોસમી ફળ આપી શકે છે તે ખુદા મને કમોસમ એટલે વૃદ્ધાવસ્થામાં અને પત્નિ વાંઝણી હોવા છતાં સંતાન પણ અર્પણ કરી શકે છે. આ ખ્યાલ આવતાની સાથે જ તેઓએ અલ્લાહ તઆલાથી સંતાન માટેની દુઆ કરી. અલ્લાહ તઆલાએ તેમની દુઆ કબુલ કરી લીધી અને તેમની પત્નિએ 'યહ્યા' નામક સંતાનને જન્મ આપ્યો.

હઝરત મરયમ અલયહસ્સલામ એક સમય સુધી પોતાના પવિત્ર કાર્યોમાં તલ્લીન રહ્યા. બસ એકાંતવાસમાં અલ્લાહ તઆલાની ઈબાદત કરતા રહેતા અને અંગત જરૂરત સિવાય પોતાની ઓરડીમાંથી કયારેય બહાર નિકળતા ન હતા. પહેલી જ વખત હૈઝ (M.C.)આવ્યા પછી સ્નાન કરવા માટે તેઓ એકાંતમાં ગયા તે વખતે ૧૩ અથવા ૧૫ વર્ષની ઉંમર હતી. શરમના કારણે બયતુલમુકદ્દસની પુર્વ તરફ આવેલા એક મકાનમાં એકાંતમાં ચાલ્યા ગયા. એજ કારણે ઈસાઈઓએ પુર્વ દિશાને પોતાનો કીબ્લો બનાવી દીધો. સ્નાન કરી કપડા પહેર્યા કે હઝરત જીબ્રઈલ અલયહિસ્સલામ એક અતિ સુંદર યુવકના સ્વરૂપમાં જાહેર થયા. હઝરત મરયમ અલયહસ્સલામ એક અજાણ્યા યુવકને એકાંતમાં જોઈ સાવ ગભરાઈ ગયા અને પોતાના બચાવની ફીકરમાં પડયા. પણ ફરીશ્તાના મુખ પર પરહેઝગારી અને પવિત્રતાના નૂરોની ઝલક જોઈ એટલું જ કહેવાનુ યોગ્ય સમજ્યા કે જો તમારા દિલમાં અલ્લાહનો ડર હોય તો હું તમારા થી બચવા માટે રહમાનનો આશ્રય લઉ છું. તેથી આપ અહિંયાથી હટી જશો. તેના જવાબમાં હઝરત જીબ્રઈલ અલયહિસ્સલામે ફરમાવ્યું ગભરાશો નહી, હું માનવી નથી, ફરિશ્તો છું, અલ્લાહના હુકમથી તમને એક અનોખી રીતે પવિત્ર પુત્ર આપવા આવ્યો છું. અલ્લાહ તઆલાએ હઝરત મરયમ અલયહસ્સલામ ના દિલમાં આ વાત નાંખી દીધી કે આ ફરિશ્તો જ છે. પરંતુ આશ્ચર્યથી પુછયું કે હું તો કુંવારી છું તેમજ હું બદકાર પણ નથી, છતાં

મને પુત્ર કેવી રીતે થશે? હઝરત જીબ્રઈલ અલયહિસ્સલામે ઉત્તર આપ્યો કે, તમારા પરવરદિગારે કહ્યું છે કે ''આ કાર્ય મારા માટે સહેલું જ છે અને અમો તેણે સૃષ્ટિ માટે પોતાની અનંત શક્તિથી વિચિત્રતાનું નિશાન બનાવીશું. અને આ ખુદાનો અટલ નિર્ણય છે.'' અર્થાત : જેવી રીતે અલ્લાહ તઆલાએ હઝરત આદમ અલયહિસ્સલામને માતા-પિતા વિના પેદા કર્યા અને હઝરત હવ્વાને માતા વિના પૈદા કર્યા એવી રીતે હઝરત ઈસા અલયહિસ્સલામને પિતા વિના પૈદા કરી પોતાની ત્રણેય પ્રકારની નિશાનીઓ પુર્ણ કરશે. હઝરત જીબ્રઈલ અલયહિસ્સલામે હઝરત મરયમ અલયહસ્સલામને આ ખુશખબરી સંભળાવી તેમના મો અથવા ગિરેબાનમાં ફુંક મારી દીધી જેથી કરી તેમને ગર્ભ રહી ગયો. ઉલમાના કહેવા પ્રમાણે પુરા ૯ માસ તેઓ ગર્ભવતી રહ્યા. હવે જ્યારે સમય વિત્યો અને પોતાના ગર્ભવતી હોવાનો તેમને એહસાસ થયો તો માનવજાત હોવાને કારણે તેઓ ગભરાઈ ગયા અને જેમ જેમ સમય જતો તેમ તેમની બેચેની વધતી ગઈ. છેલ્લે તેઓને વિચાર આવ્યો કે જો સંતાનને જન્મ આપવાનો બનાવ લોકોમાં રહીને થયો તો લોકો વાસ્તવિકતાથી અજાણ હોવાને કારણે ખબર નહી કેવી રીતે બદનામ કરશે. અને કેવા કેવા આરોપો મુકશે. એટલે યોગ્ય એ જ છે કે અહિંયાથી કોઈ દૂર જગ્યાએ સ્થળાંતર કરી જવુ જોઈએ. આ વિચારી તેઓ બયતુલ મુકદ્દસથી અંદાજે ૯ માઈલ 'સરાત'ની એક ટેકરી ઉપર ચાલ્યા ગયા. જે આજે ''બયતુલ્લહમ''ના નામથી પ્રખ્યાત છે. અહિંયા પહોંચી જ્યારે પ્રસવનું દર્દ ઉપડ્યુ તો ખજૂરના વૃક્ષની નીચે થડ સાથે અઢેલી બેસી ગયા અને તે સમયની સખ્તીથી ગભરાઈને બોલી ઉઠયા કે હું આ સમય આવતા પહેલા જ મરી ગઈ હોત! અને લોકો મને ભુલી ગયા હોત તો ઠીક વાત હતી કે બદનામીથી બચી જતી અને શરમિંદગી ના ઉઠાવવી પડતી, આ સખ્તી અને ગભરાટથી ફરિશ્તાએ સંભળાવેલી આગલી બશારતો પણ ભુલી ગયા. પછી તેઓએ સંતાનને

જન્મ આપ્યો. હઝરત મરયમ અલયહસ્સલામ ઉંચી જગ્યાએ હતા તેમનો ગભરાટ દૂર કરવા હઝરત જીબ્રઈલ અલયહિસ્સલામે નિચાણવાળી જગ્યાએથી કહ્યું કે ગભરાવાની જરૂર નથી. અલ્લાહ તઆલા પોતાની કુદરતથી ઉપાયો પેદા કરે છે. નીચે જુઓ અલ્લાહ તઆલાએ કેવુ ઝરણું વહેતુ કર્યું છે. અને આ ખજૂરના થડને પોતાની તરફ હલાવો તો આપના ઉપર એમાથી પાકી અને તાજી ખજૂરો ખરી પડશે. હવે તાજી ખજૂરો ખાઈ, ઝરણાનું પાણી પીને સંતોષિત થાઓ. પવિત્ર પુત્રને જોઈ આંખો ઠંડી કરો. ભવિષ્યની ચિંતા ન રાખો અલ્લાહ તઆલા સૌ મુશ્કેલીઓને દૂર કરનાર છે. હઝરત મરયમ અલયહસ્સલામને તે સમયે ખાવા માટે ખજૂર અને ઝરણાંનું પાણી લાભદાયી હોવાથી તેની વ્યવસ્થા કરી દેવામાં આવી. પછી અલ્લાહ તઆલાના હુકમથી કેટલાક ફરિશ્તાઓએ આવી તેમને ખજૂર ખવડાવી પાણી પીવડાવ્યું અને હઝરત ઈસા અલયહિસ્સલામને સ્નાન કરાવી જન્નતના કપડા પહેળાવી તેમના ખોળામાં આપ્યા અને દિલાસો આપી ચાલ્યા ગયા. ફરી ગૈબથી અવાજ આવ્યો કે કોઈ માણસ આપને બાળક વિશે પુછે તો રોઝાની મન્નત રાખી લઈ ઈશારા વગેરેથી કહેજો કે મે આજે મૌન રહેવાની મન્નત (બાધા) રાખી છે. તેથી વાત કરી શકતી નથી. જે કાંઈ પુછવુ હોય તે આ નવજાત શિશુથી પુછી લો, (તેમના દીનમાં એવી મન્નત માનવી જાઈઝ હતી કે ના બોલવાનો પણ રોઝો રાખતા હતા, આપણી શરીઅતમાં આવો રોઝો રાખવો જાઈઝ નથી.) હવે હઝરત મરયમ અલયહસ્સલામ ચિંતામુક્ત થઈ નવજાતશિશુને ખોળામાં લઈ કૌમની પાસે આવ્યા તો લોકો આ દ્રષ્ય જોઈ દંગ રહી ગયા અને કહેવા લાગ્યા કે હે મરયમ! આપે તો ગઝબ કર્યો! એટલે (નઉઝુબિલ્લાહ) આ બદકારીનું ફળ ક્યાંથી લાવ્યા. કુમારીકા હોવા છતાં પુત્રને જન્મ આપવાનો દાવો એ કંઈ ઓછુ તોફાન અને ઓછા કલંકની વાત છે? તમારા કુટુંબમાં તો કોઈ પણ ખરાબ ચલનનો માણસ નથી ગુજર્યો. આપના પિતા પણ

ખરાબ માણસ ન હતા અને આપની માતા પણ કુચાલની ન હતી, બલ્કે સૌ નેક અને પવિત્ર હતા. તો તમે તો હદ વટાવી નાંખી કે લગ્ન વિના જ છોકરાને જન્મ આપ્યો. લોકોના સવાલ પર હઝરત મરયમ અલયહસ્સલામે બાળક તરફ ઈશારો કર્યો કે એને જ પુછી લો. એ જ તમારો જવાબ આપશે. આ જવાબ સાંભળી લોકો ઉશ્કેરાઈ ગયા અને કહેવા લાગ્યા કે આવુ શર્મ ભર્યું કામ કરવા ઉપરાંત આવી મજાક કે બાળકથી પુછી લો!!! બાળકનું વાત કરવુ સામાન્ય આદત વિરૂદ્ધ હોવાથી અસંભવિત છે તો વાત કેવી રીતે કરીએ. તે લોકો આ વાતચીતમાં જ હતા કે અલ્લાહ તઆલાએ હઝરત ઈસા અલયહિસ્સલામને બોલતા કરી દીધા તેમને તે સમયે જે કંઈ કહ્યું તેમા તેમના સંબંધી ભવિષ્યમાં ઉત્પન્ન થનાર માન્યતાઓનો પણ રદ્દ હતો. તો પ્રથમ થી જ કહ્યું કે હું ખુદા કે ખુદાનો પુત્ર નથી. (જેમ કે પાછળથી ઈસાઈઓ માનવા લાગશે.) પછી કહ્યું મને અલ્લાહ તઆલાએ નબી બનાવ્યો છે એટલે હું જુઠો નથી. (જેમ કે યહુદીઓ સમજશે.) વળી અલ્લાહ તઆલાએ મારી જિંદગી સુધી મને નમાઝ અને ઝકાત અદા કરવાનો આદેશ આપ્યો છે. મતલબ કે આ પૃથ્વી પર જ્યાં સુધી હું રહુ ત્યાં સુધી બંને વસ્તુઓ અદા કરતો રહું અને લોકોને નમાઝ અને ઝકાતની તાકીદ કરવા ફરમાવ્યું છે અને અલ્લાહ તઆલાએ મને પોતાની માતાનો ખરો સેવક બનાવ્યો છે. અને તેએ મને અત્યાચારી કમભાગ્ય બનાવ્યો નથી. અને મારા ઉપર અલ્લાહ તઆલા તરફથી સલામ છે. જે દિવસે હું પેદા થયો અને જે દિવસે હું મૃત્યુ પામીશ તથા જે દિવસે સજીવન કરી પાછો ઉઠાડવામાં આવીશ. (અર્થાતઃ આ બધી વસ્તુઓનો ખુદાએ નિર્ણય લઈ લીધો છે. આ સૌ બાબતો યકીની છે. તે મુજબ થઈ ને જ રહેશે. એ મતલબ નથી કે હઝરત ઈસા અલયહિસ્સલામને નવજાત શિશુ હોવાની અવસ્થામાં જ નબી બનાવી દેવામાં આવ્યા હતા. અને આ બધા આદેશો આપવામાં આવ્યા હતા.)

નવજાતશિશુની આ વાતો સાંભળી લોકોને યકીન થઇ ગયું કે મરયમ અલયહસ્સલામ કોઈ ખરાબ કામ આચર્યું નથી. બલ્કે તે પોતે પણ પવિત્ર છે. અને તેઓનું બાળક પણ પવિત્ર છે.

## ★ હઝરત ઈસા અલયહિસ્સલામનો હુલ્યોઃ

બુખારી શરીફમાં મેઅ્‌રાજવાળી હદીષમાં છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે મારી મુલાકાત હઝરત ઈસા અલયહિ–સ્સલામથી થઈ તો મેં તેમણે જોયા, તેઓ મધ્યમ કદના હતા. અને તેઓનો રંગ સફેદ લાલાશ પડતો હતો. શરીર એવુ સ્વચ્છ હતું કે એવુ લાગતુ હતું કે હમણાંજ તેઓએ ગુસલ કર્યું છે. (બુખારી ભાગ:૪, પેજ નં. ૧૫૨, હદીષ નં. ૩૩૯૪) અને અુમક રિવાયતોમાં છે કે તેઓના વાળ ખભા સુધી લટકેલા હતા. (બુખારી ભાગ:૪, પેજ નં. ૧૬૬, હદીષ નં. ૩૪૩૯)

## ★ નબુવ્વત : હઝરત ઈસા અલયહિસ્સલામ

હઝરત ઈસા અલયહિસ્સલામના આગમન પુર્વે બની ઈસરાઈલ દરેક પ્રકારના દુષ્કાર્યોમાં ફસાઇ પડયા હતા. વ્યક્તિગત કે સામુહિક દુષ્કાર્યોમાં થી એવુ કોઈ દુષ્કાર્ય ન હતું કે તેઓ એ કાર્ય આચરતા ના હોય માન્યતાઓ અને કાર્યો બંનેમાં બગાડ આવી ગયો હતો. ખુદાના સંદેષ્ટાઓ અને નબીઓનું ખુન કરવાથી પણ તેઓ અચકાતા ન હતા. જ્યારે બની ઈસરાઈલે ખુદાના આદેશો વિરૂદ્ધ બળવાખોરી કરવામાં બધી જ હદો વટાવી દીધી તો તે પવિત્ર સમય આવી પહોંચ્યો કે જે બાળકે હઝરત મરયમ અલયહસ્સલામના ખોળામાં રહી ખુદાના આદેશો સંભળાવી બની ઈસરાઈલને આશ્ચર્યચકિત કરી દીધા હતા. હવે તે પુખ્તવયે પહોંચી, પોતાના રસૂલ હોવાનું એલાન કરે, તો હઝરત ઈસા (અલૈ) લોકોમાં આ વાતની જાહેરાત કરી તેઓને અલ્લાહ

તઆલા એ પોતાના રસૂલ બનાવ્યા છે. અને ફરમાવ્યું

લોકો! અલ્લાહ તઆલાએ મને પોતાનો રસૂલ અને પયગમ્બર બનાવી તમારી પાસે મોકલ્યો છે અને લોકોની સુધારણાનું કાર્ય મને સોંપ્યું છે. હું તેના તરફથી તેના આદેશો લઈ તમારી સમક્ષ આવ્યો છું અને તમારી પાસે ખુદાનો જે કાનૂન તૌરાતના સ્વરૂપમાં છે (જે કાનૂન ને તમે લોકોએ પોતાની નિરક્ષરતા અને દુરાચારી થી ભુલાવી દીધો છે.) હું તેના સાચા હોવાનું સમર્થન આપું છું અને તેણે પરિપૂર્ણ કરવા માટે ખુદાની એક કિતાબ ઈન્જીલ લઈને આવ્યો છું. (અર્થાત તવરાતને સત્ય માની તેની મુખ્ય બાબતો અને હુકમોને કાયમ રાખુ છું પરંતુ સમય ને અનુસરી કેટલાક કાનૂનોમાં અલ્લાહ તઆલાના હુકમથી ફેરફાર કરું છું અને તવરાતના કેટલાક હુકમો જેમા મુશ્કેલી અને સખ્તી છે તેને સરળ કરીશ. બાકી સૌ તવરાતના હુકમો રહેશે) તમો લોકો મારી વાતો સાંભળો અને સમજો અને ખુદાના આદેશોનું પાલન કરવા માટે તૈયાર થઈ જાઓ. આ આદેશોનું પાલન કરવામાં તમારી દીન અને દુન્યાની સફળતા છે. (કસસુલ કુર્આન)

પરંતુ યહૂદીઓ એ પોતાના સ્વભાવ મુજબ સદીઓથી સતત બળવાખોરી અને ખુદાના નબીઓ નું ખૂન કરવાના કારણે તેઓના દિલ એટલા સખ્ત થઈ ગયા હતા કે, હઝરત ઈસા(અલયહિસ્સલામ)ની વાત માનવાને બદલે હઝરત ઈસા(અલયહિસ્સલામ) ના દુશ્મન બની ગયા. વાસ્તવિકતા એ છે કે યહૂદીઓ પોતાના આ જ કર્તવ્યો લઈ ઘણા સમયથી પડતીનું જીવન પસાર કરી રહ્યા હતા. પડતીના સમયમાં જે નબીઓ આવ્યા હતા તેઓએ યહૂદીઓને ખબર આપી હતી કે એક મસીહ આવશે અને તેઓ તમારી ચડતીના કારણભુત થશે. આ ખબરોને લઈ યહૂદીઓ આ મસીહના આગમનની ખુબ જ આતુરતાપૂર્વક રાહ

જોઈ રહ્યા હતા. હવે જયારે મસીહ આવ્યા તો તેમની વાત માનવાને બદલે ઉલટા તેઓના દુશ્મન થઈ ગયા અને તેમના ખૂનના તરસ્યા થઈ ગયા. હવે યહૂદીઓ જુઠા મસીહ(દજ્જાલ)ની રાહ જોઈ રહ્યા છે. એટલે જયારે દજજાલ આવી પોતાના મસીહ હોવાનો દાવો કરશે તો તેઓ તરત જ તેની વાત માની લઈ તેની પાછળ થઈ જશે અને સાચા મસીહ (હઝરત ઈસા અલયહિસ્સલામ)નો મુકાબલો કરશે.

જયારે હઝરત ઈસા(અલયહિસ્સલામ)ને જણાયુ કે આ યહૂદીઓ મારો દીન સ્વીકાર નહી કરે તો તેઓએ બનુ ઈસ્રાઈલ સિવાય લોકો સમક્ષ પોતાનો ધર્મ રજૂ કર્યો. સૌ પ્રથમ જે બે માણસોએ તેમના ધર્મનો અંગિકાર કર્યો તેઓ ધોબી હતા. હઝરત ઈસા(અલૈ)એ તેઓ ને કહ્યું કે કપડા શું ધુઓ છો! આવો તમને દિલો ધોતા શીખવું. આ સાંભળી તેઓ ઈમાન લાવી આપની સાથે થઈ ગયા, તે પછી અમુક બીજા લોકો પણ ઈમાન લઈ આવ્યા તેમની સંખ્યા બાર(૧૨) બતાવવામાં આવે છે. તે સમયમાં ધોબી માટે હવારીનો શબ્દ વપરાતો હતા. ઈસા(અલયહિસ્સલામ) ના અનુયાયીઓ ને હવારી કહેવામાં આવે છે. કેમ કે સૌ પ્રથમ જે બે માણસો ઈમાન લાવ્યા હતા તેઓ ધોબી હતા, તેના પછી તેમના બીજા સાથીઓ નું પણ એ જ નામ એટલે હવારી પડી ગયું. આ લોકોએ સત્ય ધર્મની પ્રગતિ અને તેની સફળતા માટે જાન-માલ ખપાવી દઈ પોતાની જાતને ધર્મની સેવા માટે સમર્પિત કરી દીધી. તેઓ હઝરત ઈસા(અલયહિસ્સલામ) સાથે રહી દીનનો પ્રચાર કરતા રહેતા હતા. તેઓની આ વિશેષતાઓને લઈ તેઓને અન્સારુલ્લાહ (અલ્લાહના દીનના સહાયક) નું પવિત્ર બિરુદ આપવામાં આવ્યું. આ લોકોએ કોઈ પણ સંજોગોમાં હઝરત ઈસા(અલયહિસ્સલામ)

નો સાથ છોડયો નહી.

## ★ હઝરત ઈસા(અલૈ) આસ્માન ઉપર :

હઝરત ઈસા(અલયહિસ્સલામ) એ ન તો લગ્ન કર્યા અને ન તો પોતાના વસવાટ માટે કોઈ ઘર બનાવ્યું, ધર્મ પ્રચાર ના હેતુ થી તેઓ શહેર-શહેર અને ગામડે-ગામડે ફરતા અને જયા રાત્રી આવી જતી ત્યાં જ રાત્રી પસાર કરતા. યહૂદીઓને આ ધર્મ પ્રચારથી અદેખાઈ અને દુશ્મની હતી. હઝરત ઈસા(અલયહિસ્સલામ)ના ધર્મ પ્રચારથી તેઓ અદેખાઈ અને દુશ્મની ની હદો વટાવી ચુકયા અને વિરોધ પર ઉતરી આવ્યા અને હઝરત ઈસા (અલયહિસ્સલામ) અને તેમના અનુયાયીઓને સતાવવા લાગ્યા પરંતુ સતાવવાથી પણ તેઓનું દિલ ન ભરાયુ તો તેઓ એક જગ્યાએ એકત્રીત થયા અને હઝરત ઈસા(અલયહિસ્સલામ)વિરુદ્ધ પ્લાનો ઘડવા લાગ્યા. છેલ્લે એ વાતનો નિર્ણય કરવામાં આવ્યો કે આ માણસ ઉપર સફળતા પ્રાપ્ત કરવા માટે એના સિવાય કોઈ ઉપાય નથી કે, સમયના રાજાની ઉશ્કેરણી કરી આ માણસને ફાંસીના માંચડે ચઢાવી દેવામાં આવે.

હવે આ લોકો બાદશાહ પાસે જઈ પહોંચ્યા અને કહેવા લાગ્યા બાદશાહ સલામત! આ માણસ (હઝરત ઈસા અલયહિસ્સલામ)ફકત અમારા ધર્મ માટે જ નહી પરંતુ તમારા શાસન માટે પણ ખતરા સમાન છે. ટુંક સમયમાં જો આ માણસનો નાશ કરવામાં ન આવ્યો તો ડર છે કે અમારો ધર્મ યોગ્ય અવસ્થામાં બાકી નહી રહે અને ખતરો છે કે તમારૂ શાસન પણ તમારા હાથમાંથી ઝુંટવી લેવામાં આવે. આ માણસે લોકોને ચમત્કારો બતાવી લોકોને પોતાના મોહિત બનાવી દીધા છે. અને આ માણસ લોકોની તાકત

વડે તમોને પરાજય આપી પોતે બાદશાહ બનવાની રાહ જોઇ રહ્યો છે. આ માણસે લોકોને સીધા માર્ગેથી ભટકાવ્યા જ નથી, પરંતુ અમારા ધાર્મિક પુસ્તક અને અમારા ધર્મને પણ બદલી નાંખ્યો છે. આ માણસને રોકવો અને તેની ઉપર પ્રતિબંધ લગાડવો અત્યંત જરૂરી છે. નહી તો આ ફિત્નો(નઉઝુબિલ્લાહ) આગળ વધશે પછી તેને રોકવો મુશ્કેલ થઇ જશે. આ ઉશ્કેરણીજનક વાતો સાંભળી બાદશાહ ભંભેરાઇ ગયો અને તેણે પોતાનો આદેશ બહાર પાડયો કે આ માણસની ધરપકડ કરી તેને આરોપીના સ્વરૂપમાં શાહી દરબારમાં રજૂ કરવામાં આવે. આ આદેશ સાંભળી યહૂદીઓ ઘણા પ્રસન્ન થઇ ગયા અને એક બીજાને મુબારકબાદી આપવા લાગ્યા કે અમોને સફળતા પ્રાપ્ત થઇ ગઇ અને એક બીજાને કહેવા લાગ્યા કે હઝરત ઈસા(અલયહિ-સ્સલામ)ની એકાંત માંથી એવી રીતે ધરપકડ કરવામાં આવે કે લોકોમાં વાદ-વિવાદ ઉત્પન્ન ન થાય.

બીજી તરફ જયારે હઝરત ઈસા(અલયહિસ્સલામ) એ અનુભવ્યું કે હવે યહૂદીઓની દ્રષ્ટાઓ વધવા લાગી છે અને હવે તેઓ અમોને બદનામ કરવા અને કત્લ કરવા તત્પર છે. તો તેઓએ એક મકાનમાં પોતાના હવારીઓ (અનુયાયીઓ)ને ભેગા કર્યા અને તેઓની સમક્ષ વર્તમાન પરિસ્થિતિનો ઉલ્લેખ કર્યો અને કહ્યું કે અગ્નિપરિક્ષાનો સમય આવી ગયો છે. સત્યને નષ્ટ કરવાના પ્લાનો ઘડાઇ ચુકયા છે. હવે હું તમારી વચ્ચે વધારે સમય નહી રહી શકું એટલે મારા પછી ધર્મ પર દ્રઢતા, તેનો પ્રચાર અને તેની સહાયતા કરવાનું કાર્ય ફકત તમારા શિરે થઇ જશે એટલે મને બતાવો કે ખુદાના દીનના સહાયક બનવા કોણ કોણ તૈયાર છે? હવારીઓ આ સાંભળીને સાથે જ બોલ્યા કે અમો ખુદાના દીનના સહાયક બનવા તૈયાર છે.

પોતાના હવારીઓનો જવાબ સાંભળી હઝરત

ઈસા(અલયહિ-સ્સલામ) સંતોષિત થઈ ગયા અને ધર્મ પ્રચારની સાથે સાથે રાહ જોવા લાગ્યા કે દુશ્મનોની દુશ્મની કયાં સુધી પહોંચે છે. અને અલ્લાહ તઆલા કેવો નિર્ણય લે છે. છેલ્લે તે સમય આવી ગયો કે યહૂદીઓએ હઝરત ઈસા(અલયહિસ્સલામ)ને એક મકાનમાં ઘેરી લીધા, તો અલ્લાહ તઆલાએ હઝરત ઈસા(અલયહિસ્સલામ) ને સંતુષ્ટ કરી દીધા કે આ સખત ઘેરાવ પછી પણ યહૂદીઓ તમોને કતલ નહી કરી શકે અને તમોને આસ્માન પર ઉઠાવી લેવામાં આવશે અને આ રીતે દુશ્મનોના નાપાક હાથોથી તમારી રક્ષા કરવામાં આવશે. તેના પછી હઝરત ઈસા(અલયહિસ્સલામ)ને આસ્માન પર ઉઠાવી લેવામાં આવ્યા. અને યહૂદીઓ તેમને ન તો કતલ કરી શકયા ન તો ફાંસીના માંચડે ચઢાવી શકયા.

અહીંયા આવી એક પ્રશ્ન ઉદ્‌ભવે છે કે યહૂદીઓનો તો દાવો છે કે તેઓએ હઝરત ઈસા(અલયહિસ્સલામ)ને ફાંસીના માંચડે ચઢાવી દીધા અને તેઓનું મૃત્યુ પણ થઈ ગયું, તો તેઓએ કયા માણસને ફાંસીએ ચઢાવી દીધો? આ બાબત વિશે પુસ્તકોમાં અલગ અલગ વાતો લખવામાં આવી છે. તેનો અહીંયા ઉલ્લેખ કરવામાં આવે છે.

(૧) જયારે યહૂદીઓની દુશ્મનાવટ હદથી વધી ગઈ અને તેઓ હઝરત ઈસા(અલયહિસ્સલામ)ને કતલ કરવા માટે કાવતરા કરવા લાગ્યા ત્યાર પછી હઝરત ઈસા(અલયહિસ્સલામ) દિવસે બયતુલ મુકદ્દસમાં ઉપદેશ આપતા અને રાત એક પર્વતની નીચે ઝૈતુનની ઝાડીમાં કોઈ વૃક્ષ નીચે અલ્લાહ તઆલાની બંદગી અને દુઆમાં ગુજારતા હતા. ઉપર આવી ગયું કે બાદશાહે આપને પકડવા માટે માણસો મોકલ્યા તો યહૂદીઓ એ એકત્ર થઈ ઘણી જ શોધખોળ કર્યા પછી હઝરત ઈસા (અલયહિ-સ્સલામ)ને પકડયા અને શહેરમાં લાવી એક મકાનની અંદર કેદ કરી બીજા દિવસે શૂળીએ ચઢાવવાનું નક્કી કર્યું, યહૂદીઓ

આખી રાત તે ઘરનો પહેરો ભરતા રહ્યા. અલ્લાહ તઆલાએ તે જ રાત્રે મકાનમાંથી હઝરત ઈસા(અલયહિસ્સલામ)ને આસ્માન પર ઉઠાવી લીધા. પછી સવારમાં યહૂદીઓએ એક માણસને ઘરમાં એ હેતુથી મોકલ્યા કે હઝરત ઈસા(અલયહિસ્સલામ)ને પકડીને બહાર લાવે પણ તેણે અંદર જઈ જોયું તો કોઈ દેખાયુ નહી, જયારે તે માણસ તપાસ કરીને હઝરત ઈસા(અલયહિસ્સલામ) ના અંદર નહી હોવાની ખબર આપવા બહાર નિકળવા લાગ્યો ત્યારે અલ્લાહ તઆલાએ તેનું સ્વરૂપ હઝરત ઈસા(અલયહિસ્સલામ) જેવું બનાવી દીધું. તેના બહાર નિકળતા જ તેનું મુખ જોઈને લોકો તેને વળગી પડયા કે તુ હઝરત ઈસા છે, તે ઘણું કહેતો રહ્યો કે હું તો પકડવા જનાર તમારો સાથી છું, પણ કોઈએ સાંભળ્યું નહી અને તેને શુળીએ ચઢાવી પથ્થરો મારી તેના પ્રાણ લઈ લીધા. આ ઘટના પછી યહૂદીઓ શંકા-કુશંકાના શિકાર થઈ ગયા કે જો આ માણસ હઝરત ઈસા(અલયહિસ્સલામ) હતાં તો આપણો માણસ કયાં ગયો અને જો આ માણસ ઈસા(અલયહિસ્સલામ) ન હતો તો હઝરત ઈસા(અલયહિસ્સલામ) કયાં ચાલ્યા ગયા?

(૨) શનિવારની રાત્રીએ હઝરત ઈસા(અલયહિસ્સલામ) બયતુલ મુકદ્દસના એક બંધ મકાનમાં પોતાના હવારીઓ સાથે હતા. દુશ્મનો હઝરત ઈસા(અલયહિસ્સલામ)ની ધરપકડ કરવા માટે આવ્યા. તેઓ ઘરમાં પ્રવેશે તે પહેલા જ હઝરત ઈસા(અલયહિસ્સલામ)ને આસ્માન પર ઉઠાવી લેવામાં આવ્યા, દુશ્મનો જયારે મકાનમાં પ્રવેશ્યા તો તેઓએ એક માણસને હઝરત ઈસા(અલયહિસ્સલામ)ના સ્વરૂપમાં જોયો, તેઓ તે માણસની ધરપકડ કરી લઈ ગયા તે માણસ ઈન્કાર કરતો રહ્યો કે હું ઈસા(અલયહિસ્સલામ)નથી, પણ તેઓએ કાંઈ સાંભળ્યું નહી અને

તે માણસ પર દરેક પ્રકારના કષ્ટો કરી શૂળીએ ચઢાવી દીધો. અમુક જગ્યાએ લખવામાં આવ્યું છે કે એક માણસ પ્રાકૃતિક રીતે હઝરત ઈસા(અલયહિસ્સલામ) જેવો હતો. દુશ્મનોએ તે માણસને પકડી શૂળીએ ચઢાવી દીધો.

(૩) જયારે આ કપળો સમય આવી ગયો તો હઝરત ઈસા(અલયહિસ્સલામ)એ દીન ઉપર દઢતા અને પ્રચાર વિશેના આદેશો આપી કહ્યું કે અલ્લાહ તઆલાએ વહીના માધ્યમથી મને બતાવી દીધું છે કે હું એક સમય માટે આસ્માન પર ઉઠાવી લેવામાં આવીશ અને આ ઘટના સહકારીઓ અને વિરોધીઓ બન્ને માટે આજમાઈશ હશે. માટે તમારા માંથી જે માણસ આ વાત માટે તૈયાર હોય કે તેણે મારૂ રૂપ આપી દેવામાં આવે અને તેને શહીદ કરી દેવામાં આવે તેના માટે તેના બદલામાં સ્વર્ગની ખુશખબરી છે. આ સાંભળી એક હવારીએ પોતાની ઝાતને આ કાર્ય માટે રજૂ કરી. અલ્લાહ તઆલા તરફથી આ માણસને હઝરત ઈસા(અલયહિસ્સલામ)નું રૂપ આવી દેવામાં આવ્યું અને હઝરત ઈસા(અલયહિસ્સલામ)ને આસ્માન પર ઉઠાવી લેવામાં આવ્યા. દુશ્મનો ઘરમાં પ્રવેશ્યા અને આ માણસની ધરપકડ કરી લઈ ગયા અને ફાંસીના માંચડે ચઢાવી દીધો. લોકોમાં આ વાત પ્રખ્યાત થઈ ગઈ કે હઝરત ઈસા(અલયહિસ્સલામ)ને શુળીએ ચઢાવી દેવામાં આવ્યા. તે માણસની જયારે ધરપકડ કરવામાં આવી તો તેણે ઈન્કાર કર્યો કે હું ઈસા(અલૈ.) નથી, પરંતુ યહૂદીઓને વિશ્વાસ ન આવ્યો. શૂળીએ ચઢાવ્યા પછી લોકો શંકા માં પડી ગયા કે જો માણસ ઈસા (અલયહિસ્સલામ) ન હતા તો ઈસા(અલયહિસ્સલામ) કયા ચાલ્યા ગયા અને જો આ માણસ હઝરત ઈસા(અલયહિસ્સલામ) હતા તો તેમના અનુયાયીઓ માંથી એક માણસ ઓછો કેવી રીતે

થઈ ગયો?

## ★ હઝરત ઈસા(અલૈ)નું આસ્માનથી ઉતરવું અને તેમના યુગની પરિસ્થિતિઃ

હઝરત ઈસા(અલયહિસ્સલામ)ના આસ્માનથી ઉતરવા અને દજ્જાલને કત્લ કરવા વિશેની વિગતવાર માહિતી ઈમામ મહદી વાળા ભાગમાં વર્ણન કરી દેવામાં આવી છે. અહિંયા તેમના યુગ વિશે થોડું વર્ણન કરવામાં આવે છે.

હઝરત અબુ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે નબીઓ એક માતા અને એક પિતાથી જન્મેલા ભાઈઓ સમાન છે. તેઓની માતા અલગ-અલગ છે. પરંતુ દીન એકજ છે. (અર્થાતઃ મૂળભૂત સિદ્ધાંતો જેવી રીતે એકેશ્વરવાદ (તૌહીદ), પૈગમ્બરી (રિસાલત), યમલોક (આખિરત)માં બધા નબીઓ સમાન હતા. પરંતુ ખુદાના બીજા આદેશો સમયની સાથે બદલાતા રહેતા હતા. તેથી તેઓ ખુદાના બીજા આદેશોમાં સમાન ન હતા.) હું હઝરત ઈસા અલયહિસ્સલામથી સૌથી નજીકનો નબી છું કેમ કે મારા અને તેમના વચ્ચે કોઈ નબી નથી આવ્યા. નિઃશંક તેઓ આસ્માનથી ઉતરશે. જયારે તમે લોકો તેમણે જુઓ તો તેમને ઓળખી લેશો કે તેઓ મધ્યમ કદના હશે અને તેઓનો રંગ સફેદ લાલાશ પડતો હશે. તેમણા શરીર ઉપર ફીકા પીળા રંગના બે વસ્ત્રો હશે. તેમણા વાળમાંથી પાણી ટપકતુ જોવા મળશે. પરંતુ તેઓના વાળ ભીના નહી હોય, તેઓ ક્રોસના ટુકડા કરી દેશે અને સુવ્વરનો (ડુક્કર)નાશ કરી દેશે. દુનિયામાં શાંતિ અને સલામતી ફેલાઈ જશે. અહિંયા સુધી કે ઉંટ સિંહ સાથે, દીપડો ગાયો સાથે અને વરૂ બકરીઓ સાથે ચરશે. બાળકો

સાંપો સાથે રમશે. પરંતુ સાંપ બાળકોને કોઈ નુકશાન નહી પહોંચાડે. તેઓનું શાસન ૪૦ વર્ષ સુધી રહેશે. પછી તેઓનુ અવસાન થઈ જશે. અને મુસલમાનો તેઓની જનાઝાની નમાઝ પઢશે. (મુસ્નદે અહમદ ભાગ:૨, પેજ:૪૦૬, હદીષ નં.૯૦૧૭)

નોંધ :ડુક્કરનો નાશ કરવાનો અર્થ એક તો એ છે કે તેઓને સંપુર્ણ મારી નાંખશે અને બીજો અર્થ એ છે કે તેમનુ મટન ખાવા ઉપર પ્રતિબંધ લગાવી દેશે.

હઝરત અબૂ સઈદ ખુદરી રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લ ફરમાવ્યું કે ઈસા અલયહિસ્સલામ મારી ઉમ્મતમાં ન્યાય કરવાવાળા ઈમામ અને ઈન્સાફ કરવાવાળા બાદશાહ બનીને ઉતરશે. તેઓ ક્રોસને તોડી પાડશે. સુવ્વરનો નાશ કરશે. ટેક્ષ લેવાનું બંધ કરી દેશે. ઝકાત–ખૈરાત લેવાનું છોડી દેવામાં આવશે. (અર્થાત : લોકો પાસે પુષ્કળ પ્રમાણમાં માલ હોવાથી કોઈ માણસ ઝકાત–ખૈરાત લેવા માટે તૈયાર નહી થાય.) બકરીઓ અને ઉંટોની પણ ઝકાત–ખૈરાત લેવામાં નહી આવે. પરસ્પરની દુશ્મની અને વેર–ઝેર ખત્મ કરી દેવામાં આવશે. દરેક ઝેરી પ્રાણીનું ઝેર કાઢી નાંખવામાં આવશે. અહિંયા સુધી કે એક બાળક સાપના મોઢામાં હાથ નાંખશે તો પણ સાંપ તેને નુકશાન નહી પહોંચાડે. અને નાની બાળકી સિંહ સાથે રમશે, પરંતુ સિંહ પણ તેણે નુકશાન નહી પહોંચાડે, વરૂ બકરીઓ સાથે એવી રીતે રહેશે જેમ કે કુતરો ઢોર ના રક્ષણ માટે રહે છે. દુનિયા શાંતિ અને સલામતીથી એવી રીતે ભરાઈ જશે જેવી રીતે વાસણ પાણીથી ભરાઈ જાય છે. બધા જ લોકો એક ધર્મ (ઈસ્લામ) ઉપર થઈ જશે. અને અલ્લાહ તઆલા સિવાય કોઈની ઈબાદત કરવામાં નહી આવે. લડાઈ–ઝઘડો ખત્મ થઈ જશે. કુરૈશી લોકોનું શાસન ખત્મ થઈ જશે. પૃથ્વી ચાંદીના એક વાસણ જેવી થઈ જશે અને તે પોતાની ખેતી એવી રીતે ઉગાડશે જેમ હઝરત આદમ અલયહિસ્સલામના સમયમાં

ઉગતી હતી. અહિંયા સુધી કે લોકોની એક જમાઅત દ્રાક્ષના ગુચ્છા પર ભેગા થશે અને તેમાથી ખાશે તો બધાનુ પેટ ભરાઈ જશે. એવી જ રીતે દાડમ (અનાર) એટલુ મોટુ હશે કે તેને એક જમાઅત ખાશે અને તેઓનુ પેટ ભરાઈ જશે. બળદની કિંમત ખુબ જ ઓછી થઈ જશે અને ઘોડા થોડાક દિરહમમાં વેચવામાં આવશે. (જમાઅતનો શબ્દ ત્રણ થી દસ માણસો માટે વાપરવામાં આવે છે.) (ઈબ્ને માજહ, પેજ નં.૩૭૭, હદીષ નં.૪૦૭૭)

હઝરત અબુ હૈરેરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે હઝરત ઈસા અલયહિ-સ્સલામના આગમન પછીના લોકો માટે મુબારકબાદ છે! વાદળોને વરસાદ વરસાવવા અને જમીનને ખેતી પેદા કરવાની છુટ આપી દેવામાં આવશે. અહિંયા સુધી કે બીયારણ સાફ પત્થર ઉપર નાંખવામાં આવશે તો તે પણ ઉગી નિકળશે. માણસ સિંહ પાસેથી પસાર થશે તો પણ સિંહ તેને કોઈ નુકશાન નહી પહોંચાડે. કોઈ પણ માણસ સાંપ ઉપર પોતાનો પગ મુકી દેશે તો પણ સાંપ તેને કોઈ નુકશાન નહી પહોંચાડે. તે સમયે પરસ્પરની દુશ્મની કે અદેખાઈ નહી હોય. અને વેર-ઝેર પણ નહી હોય. (મુસ્નદુલ ફીરદૌસ, ભાગ:૨, પેજ:૪૫૦, હદીષ નં.૩૯૪૦)

હઝરત અબુહૈરેરહ રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે હઝરત ઈસા અલયહિ-સ્સલામ ન્યાયિક ઈમામ અને ઈન્સાફ કરવાવાળા બાદશાહ બનીને ઉતરશે. તેઓ ક્રોસને તોડી પાડશે. સુવ્વરોનો નાશ કરશે. દુનિયામાં શાંતિ અને સલામતી ફેલાઈ જશે અને લોકો તલવારોના દાતરડા બનાવી દેશે. (અર્થાત : કુફ્રના પતન પછી લડાઈ બંધ થઈ જશે, ચારે બાજુ શાંતિ ફેલાઈ જશે તો લોકોને તલવારોની

જરૂરત નહી રહે એટલે લોકો તલવારોથી દાતરડાનું કામ લેશે અને તેના વડે પોતાની ખેતીઓ કાપશે.) ઝેરી પ્રાણીઓનું ઝેર કાઢી લેવામાં આવશે. આસ્માન પોતાની રોઝી ઉતારી દેશે. જમીન પોતાની બરકતો બહાર કાઢી નાંખશે. અહિંયા સુધી કે બાળક સાંપ સાથે રમશે. વરૂ બકરીઓને ચરાવશે. અને તે બકરીઓને કોઇ નુકસાન નહી પહોંચાડે. સિંહ ગાયોને ચરાવશે અને કોઇ નુકસાન નહી પહોંચાડે. (મુસ્નદે અહમદ: ભાગ-૨, પેજ નં. ૪૮૦, હદીષ નં. ૯૮૯૧)

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, દજ્જાલના ગધેડાના બંને કાનો વચ્ચે ૪૦ હાથનું અંતર હશે. આ જ હદીષમાં છેલ્લે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે અને ઈસા અલયહિ-સ્સલામ આસ્માનથી ઉતરી દજ્જાલને કતલ કરી નાંખશે. અને પછી લોકો ૪૦ વર્ષ સુધી જીવનથી એવી રીતે મજા માનશે કે ન કોઈનું મૃત્યુ થશે અને ન કોઈ બિમાર પડશે. (જાનવરો પણ કોઈને કોઈ પણ જાતનું નુકશાન નહી પહોંચાડે.) અહીંયા સુધી કે માણસ પોતાની બકરીઓ અને જાનવરોથી કહેશે ઘાસચારો ચરવા જાવ (અર્થાત: પોતાના જાનવરોને ચરવા માટે વગર ગોવારે મોકલી દેશે.) અને બકરીઓ બે ખેતરોની વચ્ચેથી પસાર થતી વખતે ખેતરમાં ઉગેલ વનસ્પતિમાંથી ફકત તે ઘાસચારો જ ખાશે. જે જાનવરો માટે હોય છે. બીજી વનસ્પતિઓને કોઈ નુકશાન નહી પહોંચાડે. સાંપ અને વીંછી કોઈને નુકશાન નહી પહોંચાડે. અને ભક્ષકપ્રાણીઓ ઘરોના દરવાજા ઉપર પણ કોઈને નુકશાન નહી પહોંચાડે. માણસ હળ ચલાવ્યા વગર એક મુદ્દ (અર્થાત : ૭૮૭ ગ્રામ અને ૩૨૦ મી.લી.) ઘઉ વાવશે તો ૭૦૦ મુદ્દ (અર્થાત: ૫૫૧ કીલો ૧૨૪ ગ્રામ) ઘઉ ઉત્પન્ન થશે. (મુસ્તદરક હાકિમ)

હઝરત નવ્વાસ બિન સમ્આન રદિયલ્લાહુ અન્હુથી મરવી એક લાંબી હદીષમમાં આ વાતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે હઝરત ઈસા અલયહિસ્સલામના ઝમાનામાં એક દાડમ એટલુ મોટુ હશે તેને એક જમાઅત ખાશે. અને તેના છોતરાની નીચે લોકો છાયો મેળવશે. દુધમાં એટલી બરકત હશે કે દુધ આપતી એક ઉટણી લોકોની ઘણી મોટી જમાઅતને, એક ગાયનુ દુધ આખા કુટુંબને અને એક બકરીનું દુધ એક ઘરના માણસોને પુરતુ હશે. (મુસ્લિમ: ભાગ-૪, પેજ નં.૨૨૫૦, હદીષ નં. ૨૯૩૭)

આમ હઝરત ઈસા અલયહિસ્સલામના ઉતરવા પછી જીવન ખુબજ સુખમય થઇ જશે.

## ★ હઝરત ઈસા અલયહિસ્સલામની શાદી

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે ઈસા બિન મરયમ આસમાનથી ઉતર્યા પછી શાદી કરશે અને તેઓને ત્યાં અવલાદ પણ થશે. (મિશ્કાત: ભાગ-૩, પેજ નં.૧૫૨૪, હદીષ નં. ૫૫૦૮)

સુલેમાન બિન ઈસા રહ. ની રીવાયત મુજબ આસ્માનથી ઉતર્યા પછી (એકવીસ વર્ષે) શાદી કરશે. અને શાદી પછી ૧૯ વર્ષ દુનિયામાં રહેશે. (આ રીતે તેઓની દુનિયામાં રહેવાની કુલ મુદ્દત ૪૦ વર્ષની હશે.

આ રીવાયતમાં આ વાતનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે તેઓની શાદી હઝરત શોએબ અલયહિસ્સલામના વંશમાં એટલે કબીલએ બની જુઝામની એક ખાતુન (સન્નારી) સાથે થશે. (અલ ફિતન: ભાગ-૨, પેજ નં.૫૭૮, હદીષ નં. ૧૬૧૬)

## ★ હઝરત ઈસા અલયહિસ્સલામનું હજ્જ

હઝરત અબુ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રીવાયત છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે તે જાતની કસમ જેના કબ્જામાં મારી જાન છે ઈસા બિન મરયમ અલયહિસ્સલામ અવશ્ય ફજ્જે રવ્હા નામક જગ્યાએ થી હજ્જ અથવા ઉમરાહ અથવા બન્ને કરવા માટે જશે. (મુસ્લિમ : ભાગ-૨, પેજ - ૯૧૫, હદીષ નં.-૧૨૫૨)

અર્થાત હઝરત ઈસા(અલયહિસ્સલામ) હજ્જ માટે ફજ્જે રવ્હા નામક જગ્યાએ થી તલ્બીયા કહેશે. આ જગ્યા મક્કા અને મદીનાની વચ્ચે આવેલ છે. તેઓનો એહરામ તમત્તુઅનો હશે, એટલે પહેલા ઉમરાહ કરી એહરામ ખોલી નાંખશે અને હજ્જ કરવા માટે ફરી એહરામ બાંધશે. અથવા હજ્જે કિરાન કરશે. એટલે એક જ એહરામથી હજ્જ અને ઉમરાહ અદા કરશે.

બીજી એક રિવાયતમાં આ વાતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે હઝરત ઈસા(અલયહિસ્સલામ) જયારે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની કબર પાસે જઈ સલામ પેશ કરશે તો આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) તેઓને પોતાની કબરમાંથી જવાબ આપશે. (મુસ્તદરક હાકિમ : ભાગ-૨, પેજ-૬૫૧, હદીષ-૪૧૬૨)

નોંધ : આ બન્ને ઘટનાઓ (શાદી અને હજ્જ) યાજૂજ માજૂજના નિકળવા પહેલા બનશે. કે યાજૂજ માજૂજ નિકળવા પછી બનશે.તેની કોઈ વિગત મળી નથી.

## ★ આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના સલામ

હઝરત અબુ હુરૈરાહ(રદિયલ્લાહુ અન્હુ) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું કે ટુંક સમયમાં

હઝરત ઈસા બિન મરયમ(અલયહસ્સલામ) ન્યાયીક ઈમામ અને ઈન્સાફ કરનાર બાદશાહના સ્વરૂપમાં તશરીફ લાવશે. તેઓ સુવ્વરનો નાશ કરશે અને સલીબ(ક્રોસ)ને તોડી પાડશે, તમો લોકો રસૂલુલ્લાહ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના સલામ તેઓને પેશ કરજો અને હું જે કાંઈ બયાન કરુ છું તેઓ તેને સમર્થન આપશે. (મુસ્નદે અહમદ : ભાગ-૧૫, પેજ-૬૨, હદીષ નં.-૯૧૨૧)

બીજી એક રિવાયતમાં છે કે મને આશા છે કે જો મારી ઉમર લાંબી થઈ તો હઝરત ઈસા બિન મરયમ થી મુલાકાત કરીશ અને જો મારુ મૃત્યુ થઈ જાય તો તમારા માંથી જે તેઓની મુલાકાત કરે તે મારા તરફથી તેઓને સલામ કહે. (મુસ્નદે અહમદ: ભાગ-૧૩, પેજ-૩૫૦, હદીષ નં.-૭૯૭૦)

## ★ યાજૂજ-માજૂજ :

યાજૂજ-માજૂજ બન્ને અરબી શબ્દો છે. આ બે અલગ અલગ કુટુંબોના નામ છે. તેઓ હઝરત નૂહ(અલયહિસ્સલામ)ના પુત્ર યાફિષ બિન નૂહની અવલાદ માંથી છે , બીજી કોઈ જ્ઞાતિ નથી. તેઓ હઝરત ઝુલકરનૈનના ઝમાનામાં ખુબ જ ધમાલ મચાવતા હતા. અને પોતાના પાડોશીઓ પર ઘાતકી હુમલાઓ કરી લુટમાર મચાવતા હતા. આ ધમાલને કારણે તેમના પાડોશીઓએ હઝરત ઝુલકરનૈનથી દરખાસ્ત કરી તો હઝરત કુરનૈનને એક દિવાલ બનાવીઆપી,હવે તેઓ હઝરત ઈસા(અલયહિસ્સલામ)ના આસ્માનથી ઉતરવા અને દજ્જાલને કત્લ કર્યા પછી ફરી નિકળશે અને દુનિયામાં ધમાલ મચાવી દેશે.

## ★ યાજૂજ-માજૂજનો હુલ્યોઃ

હઝરત ખાલિદ બિન અબ્દુલ્લાહ બિન હરમલા પોતાની

માસીથી રિવાયત કરે છે કે રસૂલુલલાહ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ એક વખત એવી સ્થિતિમાં ફરમાવ્યું કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ વિંછીના ડંક મારવાના કારણે પોતાના કપાળ (પેશાની) ઉપર કપડુ બાંધ્યુ હતું. આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે તમો કહો છો કે કોઈ દુશ્મન નથી, નહી પરંતુ તમો હંમેશા લડાઈ કરતા રહેશો અહીંયા સુધી કે યાજૂજ-માજૂજ આવી જાય. તેઓ પહોળા ચહેરાવાળા, નાની આંખોવાળા અને સોનેરી વાળ વાળા હશે. તેઓ દરેક ઉંચાઈ થી ફેલાતા અને દોડતા આવી પહોંચશે. અને તેઓના ચહેરા ઢાલોની માફક લાગશે. (મુસ્નદે અહમદ : ભાગ-૫, પેજ – ૨૭૧, હદીષ નં.-૨૧૮૨૬)

નોંધ : યાજૂજ-માજૂજ વિશે લોકોમાં આ વાત પ્રખ્યાત છે કે તેઓમાંથી અમુક ના કદ ખુબ જ નાના છે એટલે તેઓ વેંતિયા છે. અને અમુકના કદ એટલા મોટા છે કે તેઓનો એક કાન એટલો મોટો છે કે જમીન પર સુઈ પોતાના કાનથી પોતાનું આખુ શરીર ઢાંકી દે છે. આ બધી વાતો ફકત અફવાઓ છે.

## ★ યાજૂજ-માજૂજની સંખ્યાઃ

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર(રદિયલ્લાહુ અન્હુ) થી રિવાયત છે કે નબીએ અકરમ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે યાજૂજ-માજૂજ હઝરત આદમ(અલયહિસ્સલામ) ની અવલાદમાંથી છે. જો તેઓને છોડી દેવામાં આવે તો દુનિયામાં ધમાલ મચાવી લોકોનું જીવન અસ્ત-વ્યસ્ત કરી નાંખે. તેઓ માંથી દરેકની એક હજારથી પણ વધારે અવલાદ થાય છે. તેમની પાછળ પણ ત્રણ ઉમ્મતો છે.(૧) તાવીલ (૨) તાવીસ (૩) મિસ્ક (મોઅજમુલ અવસત : ભાગ-૮, પેજ-૨૬૭, હદીષ નં.-

૮૫૯૮)

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર(રદિયલ્લાહુ અન્હુ)ફરમાવે છે અલ્લાહ તઆલા એ પોતાની સર્વ મખ્લૂકના દસ ભાગો કર્યા છે, તેમાથી નવ ભાગો જેટલા ફરિશ્તાઓ છે અને એક ભાગ જેટલી બીજી બધી મખ્લૂક છે. પછી ફરિશ્તાઓના પણ દસ ભાગ કર્યા તેમાથી નવ ભાગ જેટલા ફરિશ્તાઓ રાત-દિવસ અલ્લાહ તઆલાની તસ્બીહ બયાન કરતા રહે છે. તેઓ થાકતા નથી અને એક ભાગ જેટલા ફરિશ્તાઓ સંદેશા પહોંચાડવા માટે નક્કી કર્યા છે. ફરિશ્તાઓ સિવાયની બીજી મખ્લૂકના દસ ભાગો કર્યા છે. તેમાથી નવ ભાગ જેટલા જિન્નાત છે અને એક ભાગ જેટલા માણસો છે. પછી માણસોના પણ દસ ભાગ કર્યા તેમાથી નવ ભાગ જેટલા યાજૂજ-માજૂજ છે. અને એક ભાગ જેટલા માણસો છે. (મુસ્તદરક : ભાગ-૪, પેજ-૫૩૬, હદીષ નં.-૮૫૦૬)

નોંધ : આ વાત હઝરત અબ્દુલ્લાહ બિન અમ્રથી નકલ કરવામાં આવી છે, આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો ઈરશાદ નથી.

ઉપર વર્ણવેલ બન્ને હદીષોથી યાજૂજ-માજૂજની સંખ્યાનો અંદાજો લગાવી શકાય છે. કે તેઓની સંખ્યા કેટલી વધારે હશે!!!

## ★ યાજૂજ-માજૂજનો ઈતિહાસ

ઝુલકરનૈન એક સદાચારી બાદશાહ હતા. રિવાયતોથી જણાય છે કે તેઓ હઝરત ઈબ્રાહીમ(અલયહિસ્સલામ)ના જમાનામાં હતા. તેઓએ હઝરત ઈબ્રાહીમ(અલયહિસ્સલામ)સાથે હજ્જ પણ કર્યું હતું. હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ની દુઆથી તેઓને આશ્ચર્ય જનક સઘળા સાધનો અને વિજયો પ્રાપ્ત થયા હતા, વળી હઝરત ખિઝર(અલયહિસ્સલામ) તેઓના વજીર હતા, તેથી જ

કુર્આનમાં હઝરત ખિઝર (અલયહિસ્સલામ) ના કિસસા પછી તેઓનું વર્ણન કરવામાં આવ્યું છે. ઈતિહાસ માં જે બાદશાહોએ આખી દુનિયા પર વિજય મેળવ્યો તેમાંથી એક ઝુલકરનૈન પણ છે.

દુનિયા પર વિજય મેળવવા જયારે તેઓએ પ્રવાસની શરૂઆત કરી તો પ્રવાસ કરતા કરતા તેઓની મુલાકાત એવા લોકોથી થઈ કે ઝુલકરનૈનના સાથીઓમાંથી કોઈની ભાષા તેઓથી મળતી ન હતી. અને તેઓની બાજુ માં આવેલ બે પર્વતો તેમની અને યાજૂજ-માજૂજના દેશની વચ્ચે અંતરયરૂપ હતા. કારણ કે તે પર્વતો ઉપર કોઈથી ચઢી શકાય તેમ ન હતું, પરંતુ બન્ને પર્વતોની વચ્ચે એક તળેટી હતી ત્યાથી યાજૂજ-માજૂજ આવતા અને ઘાતકી રીતે લુટ-માર કરી ચાલ્યા જતા હતા. જયારે હઝરત ઝુલકરનૈન તેઓની પાસે પોતાનું લશ્કર લઈ પહોંચ્યા તો તેઓએ ઝુલકરનૈનને અસાધારણ સર સામાન અને ઘણી ફૌજ સહિત જોયા તેમજ તેમની પાસે ની સંપૂર્ણ સત્તા જોઈ સમજયા કે એમનાથી બંદોબસ્ત થઈ શકશે માટે એલચી મારફતે બાદશાહને અરજ કરી કે જો આપ ફરમાવો તો અમો પરસ્પર ઉઘરાણું કરી કંઈક માલ ભેગો કરીએ કે તેના વડે અમને દીવાલ બનાવી આપો કે જેથી અમો યાજૂજ-માજૂજ ની કૌમના અત્યાચારોથી બચી શકીએ અને નિચિંતપણે જીવન ગાળી શકીએ. તેઓની આ રજુઆતના જવાબમાં ઝુલકરનૈને કહ્યું કે અલ્લાહ તઆલાની કૃપાથી મારી પાસે માલ તો ઘણો જ છે. તેથી મને તમારા માલની જરૂરત નથી, પરંતુ આ કામમાં તમો પણ શારીરિક શક્તિથી મારા સહાયક બનો. તે લોકો શારીરિક રીતે સહાયતા કરવા માટે તૈયાર થઈ ગયા. તો ઝુલકરનૈને સૌથી પહેલા લોખંડના ખુબ જાડા તખ્તા બનાવ્યા. પછી પાતાળ સુધી ખાડો ખોદી મોટા મોટા પથ્થરોથી ભરીને તે લોખંડના તખ્તા ઈંટો માફક એકના ઉપર એક ગોઠવતા ગયા એટલે સુધી કે બન્ને પહાડોની

ઉંચાઇ બરાબર ગોઠવી દીધા. વચ્ચે લાકડા તથા કોલસા ભરી તેને સળગાવી દેવાથી લોખંડ તપી આગ જેવુ થઇ ગયુ, બીજી તરફ તાંબુ પિગળાવીને તૈયાર રાખ્યું હતુ તેને ઉપરથી રેડાવ્યુ તો તે વચ્ચેની તિરાડો અને દાંતાઓમાં પ્રવેશી ને ચોંટી ગયું. અને સૌ મળી એક પહાડ સરખુ થઇ ગયું. આ બાંધકામ હઝરત ઝુલકરનૈનની કરામતથી થયું હશે અથવા તેમ કરવાના તે સમયના સાધનો હાલ કોઈની જાણમાં નથી.

આ દીવાલની ઉંચાઈને લીધે યાજૂજ-માજૂજ માટે તેની ઉપર ચઢવું અશકય થઇ ગયું છે. તથા દીવાલની મજબુતી અને જાડાઈને કારણે નીચે ખોદવી કે તેમા કાણું પાડી દેવુ અશકય થઇ ગયું. આ રીતે ઝલકરનૈને યાજૂજ-માજૂજના રસ્તાને બંધ કરી ત્યાના લોકોને તેમના અત્યાચારોથી સુરક્ષિત કરી દીધા.

હવે અલ્લાહ તઆલા ઈચ્છશે ત્યાં સુધી આ દીવાલ કાયમ રહેશે અને પછી એક દિવસ તૂટી જશે. હદીષમાં છે કે અલ્લાહ તઆલાની કુદરત અને તેના હુકમથી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલલમ)ના સમયમાં એક રૂપિયા બરાબર તે દીવાલમાં કાણું પડયુ હતું. (બુખારી : ભાગ-૪, પેજ-૧૩૮, હદીષ નં.-૩૩૪૭) તેમજ હદીષોથી જણાય છે કે હઝરત ઈસા(અલૈ)દ્વારા દજ્જાલને કતલ કરવાના થોડા સમય પછી તે દીવાલ તૂટી પડશે અને અસંખ્ય યાજૂજ-માજૂજ નિકળી પડશે અને આખુ જગત તેઓના મુકાબલાથી લાચાર થઇ જશે.

નોંધ : ઝુલકરનૈને બનાવેલી દીવાલ સંબંધી ભુગોળવેત્તા તથા ઈતિહાસ કારો એ જેટલી કૌમો અને દીવાલોનું વર્ણન કર્યું છે. તેમાથી એક માં પણ કુર્આન અને હદીષમાં બતાવેલ એકંદરે વિશેષતાઓ નથી. બાકી રહી આ શંકા કે આખા જગતની પ્રદક્ષિણા કરવા છતા કોઈ ને તેની ખબર ન થઇ તો પછી તે કયાં છે? અને છે કે નહી? એનો જવાબ એ

છે કે આજ ની આધુનિક અને પ્રગતિશિલ દુનિયામાં પણ સઘળી મખ્લૂક અને વસ્તુઓ અત્યાર સુધી સંપૂર્ણ રીતે જાણવામાં આવી નથી તો બની શકે છે આ દીવાલ સુધી પણ આજની આધુનિક દુનિયા ન પહોંચ શકી હોય! આનો અર્થ એ બિલ્કુલ નથી થતો કે આ દીવાલ દુનિયામાં છે જ નહી. બની શકે છે કે અલ્લાહ તઆલા પોતે જ લોકોથી યાજૂજ-માજૂજ અને તેમની દીવાલ છુપાવી દીધી હોય અને અલ્લાહ તઆલાએ યાજૂજ-માજૂજ અને લોકો વચ્ચે એવી વસ્તુઓથી આડ કરી દીધી હોય જેનાથી આ દીવાલને જોવું અશકય બની ગયુ હોય, જેવી રીતે દજ્જાલ વિશે બતાવવામાં આવ્યું કે આ જ સુધી તમીમ દારી અને તેમના સાથીઓ સિવાય કોઈ પહોંચી શકયું નથી અને કહેવામાં આવતું તેનું સ્થાન બરમૂદા ટ્રાઈએંગલ આ જ સુધી લોકો માટે એક રહસ્ય છે.

## ★ યાજૂજ-માજૂજ દીવાલમાં કાણું કેવી રીતે પાડશે?

આ વાતનો ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો કે યાજૂજ-માજૂજ બે કુટુંબો છે. તેઓ જમીનમાં ખુબ જ ધમાલ મચાવતા હતા એટલે ઝુલકરનૈને તેઓને રોકવા માટે દીવાલ બનાવી દીધી. આ દીવાલ તેઓ અને લોકો વચ્ચે આડ બની ગઈ. નિશંક તેઓ દીવાલની પાછળ છે. અને તેઓ પાસે ખાધ સામગ્રી પણ છે. અને તેઓના જીવન ગુજારવાની પદ્ધતિ વિશેષ છે. યાજૂજ-માજૂજ આ દીવાલને તોડી પાડવાના પ્રયાસો કરી રહ્યા છે. જેની ખબર આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની મારફતે આપણા સુધી પહોંચી છે.

હઝરત અબુ હુરૈરા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ આ દીવાલ વિશે ફરમાવ્યું કે યાજૂજ-માજૂજ દરરોજ આ દીવાલને તોડવાના પ્રયાસો

કરે છે. જયારે તોડતા તોડતા કાણું પાડવાની નજીક પહોંચી જાય છે તો (રાત્રી આવી જવાના કારણે) તેઓનો સરદાર કહે છે. છોડી દો હવે આવતી કાલે તમો લોકો કાણું પાડવામાં સફળતા પ્રાપ્ત કરી લેશો. (તેઓ કામ છોડી પાછા ફરી જાય છે.) અને અલ્લાહ તઆલા (બીજો દિવસ આવતા પહેલા) તે દીવાલના તોડેલા ભાગને બરાબર અને પહેલા કરતા પણ વધારે મજબૂત કરી દે છે. આ રીતે તેઓ કરતા રહે છે અને કરતા રહેશે અહીયા સુધી કે જયારે તેઓના નિકળવાનો સમય આવી જશે અને અલ્લાહ તઆલા ઈચ્છશે કે તેઓ નિકળે તો તેના આગલા દિવસે તેઓનો સરદાર કહેશે છોડી દો આવતી કાલે તમો ઈન્શાઅલ્લાહ કાણું પાડવામાં અને દીવાલને તોડી પાડવામાં સફળ જઈ જશો. હવે જયારે બીજા દિવસે આવશે તો દિવાલ ગઈકાલની જેમ તોડેલ અવસ્થામાં હશે તો તેઓ દીવાલ તોડી નિકળી પડશે અને લોકો ઉપર ચઢાઈ કરી દેશે અને બધુ જ પાણી પી જશે. લોકો તેઓને જોઈ નાસી છુટશે તેઓ પોતાના તીરો આસ્માન ઉપર પણ ફેંકશે તો તેઓના તીરો લોહી થી રંગીન થઈ પાછા આવશે. (તિરમીઝી : ભાગ-૫, પેજ-૧૬૫, હદીષ નં.-૩૧૫૩)

ઉપર વર્ણવેલ હદીષથી નીચે મુજબની વાતો સ્પષ્ટ થાય છે.

(૧) અલ્લાહ તઆલા એ તેઓને રાત-દિવસ સતત કામ કરવાથી રોકી દીધા છે. જો તેઓને રાત-દિવસ કામ કરવાથી રોકવામાં ન આવ્યા હોત તો અત્યાર સુધી તો તેઓ નિકળી ગયા હોત.

(૨) અલ્લાહ તઆલાએ તેઓ માંથી એ શક્તિ પણ ખત્મ કરી દીધી છે કે તેઓ દિવાલ ઉપર ચઢી શકે.

(૩) અલ્લાહ તઆલા તેઓના સરદારને નક્કી થયેલ સમય પહેલા ઈન્શાઅલ્લાહ કહેવાની તૌફીક નહી આપે.

(૪) તેઓમાં બાદશાહ પણ હોય છે. અને પ્રજા પોતાના બાદશાહના

કંટ્રોલમાં રહી કામ કરે છે.

(૫) તેઓમાંથી અમુક એવા પણ છે જેઓ અલ્લાહની ઝાતને ઓળખે છે. અને અલ્લાહની કુદરતને માને છે. એવુ પણ બની શકે છે કે તેઓના બાદશાહની મુખે ઈન્શાઅલ્લાહ તેના અર્થ જાણયા વગર જ નિકળી જાય અને અલ્લાહ તઆલાના નામની બરકતથી તેઓ પોતાના આ કાર્યમાં સફળતા પ્રાપ્ત કરી લે.

## ★ યાજૂજ-માજૂજનું નિકળવું :

હુઝુર(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું કે હઝરત ઈસા(અલયહિસ્સલામ) અને લોકો સુખમય જીવન પસાર કરી રહયા હશે કે અલ્લાહ તઆલા હઝરત ઈસા(અલયહિસ્સલામ)તરફ વહી મોકલશે મેં મારા અમુક બંદાઓ (યાજૂજ-માજૂજ)ને કાઢયા છે. તેઓથી યુદ્ધ કરવાની કોઈમાં પણ શક્તિ નથી તમો મારા બંદાઓને લઈ તૂર નામક પર્વત પર ચાલ્યા જાવ. પછી અલ્લાહ તઆલા યાજૂજ-માજૂજને મોકલશે અને તેઓ દરેક ઉંચાઈ થી દોડતા દોડતા આવી પહોંચશે. તેઓની પહેલી ટુકડી જયારે તબરિય્યાના સરોવર(Sea of Galilee) પાસે થી પસાર થશે તો તેનું બધુ પાણી પી જશે, જયારે તેઓની બીજી ટુકડી ત્યાંથી પસાર થશે તો પરસ્પર કહેશે કે એવુ લાગે છે કે કયારેક અહીંયા પાણી હતુ. (આ સરોવરની લંબાઈ ૨૩ કિ.મી. અને પહોળાઈ ૧૩ કિ.મી. છે. જયારે ઉંડાઈ ૪૪ મી. છે.) પછી યાજૂજ-માજૂજ ધમાલ મચાવતા ખમર નામક પર્વત સુધી પહોંચી જશે. (આ પર્વત ફલસ્તીનમાં આવેલો છે, જેને જબલે બયતુલ મુકદ્દસ કહેવામાં આવે છે.) અને કહેશે કે અમે દુનિયાવાળાઓને તો ખત્મ કરી નાંખ્યા હવે આવો આસ્માનવાળાઓને પણ ખત્મ કરી નાંખીએ. આમ કહી તેઓ

આકાશ તરફ તીર ફેંકવાની શરૂઆત કરશે. અલ્લાહ તઆલા તેઓના તીર લોહીવાળા કરી પરત મોકલશે (જેને જોઈ તેઓ કહેશે અમે આસ્માનવાળાઓને પણ ખત્મ કરી નાંખ્યા) આ કઠીન સમયમાં હઝરત ઈસા(અલયહિસ્સલામ)અને તેમના સાથીઓ પર્વત પર ઘેરાયેલા હશે. (અને ભૂખમાં જીવન ગુજારશે) અહીંયા સુધી કે એક બળદનું માથુ તેઓને માટે એકસો દીનારથી પણ વધારે કિંમતી હશે. પછી હઝરત ઈસા(અલયહિસ્સલામ) અને તેમના સાથીઓ અલ્લાહ તઆલાથી યાજૂજ-માજૂજ ની બરબાદી ની દુઆ કરશે. અલ્લાહ તઆલા તેઓની દુઆ કબૂલ કરી ''નગફ'' નામક એક કીડાને તેઓની ગરદનમાં પૈદા કરી દેશે તો તેઓ એક જ રાતમાં એક દમ હલાક અને બરબાદ થઈ જશે. પછી હઝરત ઈસા(અલયહિસ્સલામ) અને તેમના સાથીઓ જમીન તરફ આવવાનો પ્રયાસ કરશે. પરંતુ એક વેંત બરાબર પણ જગ્યા એવી નહી હોય કે જયાં યાજૂજ-માજૂજની ચરબી અને દુર્ગંધ ન હોય. તેમની દુર્ગંધથી પરેશાન થઈ હઝરત ઈસા (અલયહિસ્સલામ) અને તેમના સાથીઓ અલ્લાહ તઆલાથી દુઆ કરશે તો અલ્લાહ તઆલા એવા પક્ષીઓને મોકલશે કે જેમની ડોક ઉંટની જેમ લાંબી હશે, આ પક્ષીઓ યાજૂજ-માજૂજની લાશોને ઉઠાવી અલ્લાહ તઆલા જયાં ચાહશે ત્યાં ફેંકી આવશે. પછી અલ્લાહ તઆલા એવો વરસાદ વરસાવશે કે માટી, ઉન અને વાળથી બનેલા બધાજ ઘર તે પાણીથી સાફ થઈ જશે અને તે વરસાદ જમીનને ધોઈ અરીસા જેમ સાફ કરી નાંખશે.હઝરત ઈસા(અલયહિસ્સલામ) અને તેમના સાથીઓ જમીન પર આવી જશે. પછી ફરી જમીનથી કહેવામાં આવશે પોતાની ફળ-ફળાદી ઉગાવી દે અને પોતાની બરકતો ફરીથી કાઢ. તે સમયે એવી બરકત થશે કે એક દાડમ (અનાર)થી એક જમાઅત

(૧૦ થી ૪૦ માણસો)નું પેટ ભરાઈ જશે અને એક દાડમના છોતરાની નીચે કેટલાય લોકો છાંયડો પ્રાપ્ત કરશે. જાનવરોના દુધમાં પણ બરકત નાંખી દેવામાં આવશે અહીંયા સુધી કે એક દુધ આપનાર ઉંટણીનું દુધ એક જમાઅત માટે પૂરતુ થઈ જશે અને એક ગાયનું દુધ એક ખાનદાન માટે પૂરતુ થઈ જશે અને એક બકરીનું દુધ એક ઘરવાળાઓ માટે પૂરતુ થઈ જશે. (મુસ્લિમ : ભાગ-૪, પેજ-૨૨૫૦, હદીષ નં.-૨૯૩૭)

નોંધ : રિવાયતોથી જાણ થાય છે કે બરકતવાળો જમાનો યાજૂજ-માજૂજ નિકળવા પહેલા પણ હશે અને યાજૂજ-માજૂજનો નાશ થયા પછી પણ હશે. (અલ્લાહ વધુ જાણનાર છે.)

## ★ હઝરત ઈસા(અલયહિસ્સલામ)નું અવસાન :

હઝરત અબુ હુરૈરા(રદિયલ્લાહુ અન્હુ)ની એક લાંબી હદીષમાં આ વાતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે હઝરત ઈસા(અલયહિસ્સલામ) ચાળીસ (૪૦) વર્ષ પછી અવસાન પામશે. અને મુસલમાનો તેઓની જનાઝાની નમાઝ પઢશે. (અબુ દાવુદ : ભાગ-૪, પેજ-૧૧૭, હદીષ નં.-૪૩૨૪)

હઝરત અબ્દુલ્લાહ બિન સલામ(રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે હઝરત ઈસા(અલયહિસ્સલામ)ને આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) અને તેમના બે સાથીઓ (હઝરત અબુ બક્ર(રદિયલ્લાહુ અન્હુ)અને હઝરત ઉમર(રદિયલ્લાહુ અન્હુ)ની પાસે દફન કરવામાં આવશે.

હઝરત ઈસા(અલયહિસ્સલામ)ના અવસાન પછી લોકો હઝરત ઈસા(અલયહિસ્સલામ) ની વસીય્યત મુજબ બનુતમીમ

ખાનદાનના એક માણસને બાદશાહ બનાવશે જેઓનું નામ મુકઅદ હશે. (અલ ઈશાઅહ)

મુકઅદના અવસાન પછી ફરી દુનિયામાં ધીરે ધીરે ખરાબ કાર્યોનું પ્રમાણ વધતુ જશે અને તેમના અવસાનને ત્રીસ વર્ષો પણ નહી થાય કે લોકોના દિલોમાંથી કુર્આન ઉઠાવી લેવામાં આવશે.

## ★ સુર્યનુ પશ્ચિમથી નિકળવુ

અલ્લાહ તઆલાએ જ્યારથી સુર્ય બનાવ્યો છે તે પુર્વથી નિકળતો રહ્યો છે. પરંતુ એક દિવસ લોકો સવારે પુર્વથી સુર્ય નિકળવાની રાહ જોઈ રહ્યા હશે કે અચાનક સુર્ય પુર્વથી નિકળવાને બદલે પશ્ચિમથી નિકળશે.

હઝરત અબુ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે જ્યારે સુર્ય પશ્ચિમથી નિકળશે તો તૌબાનો દરવાજો બંધ થઈ જશે. (અર્થાત: આ બનાવ પછી કોઈનું ઈમાન કે તૌબા કબુલ કરવામાં આવશે નહી. (મુસ્લિમ: ભાગ-૧, પેજ નં.-૧૩૭, હદીષ નં.૧૫૮)

હઝરત અબુ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે કયામત ત્યાર સુધી નહી આવે જ્યાર સુધી કે સુર્ય પશ્ચિમથી નિકળી ન જાય. જ્યારે સુર્ય પશ્ચિમથી નિકળશે તો બધા જ લોકો તેને જોઈ લેશે અને બધા જ લોકો ઈમાન લઈ આવશે. પરંતુ તે સમયે ઈમાન લાવવુ કે કોઈ નેકી કરવી ફાયદાકારક નહી નિવડે. અને કયામત અચાનક એવી રીતે આવી પહોંચશે કે બે માણસોએ ખરીદ-વેચાણ કરવા માટે કાપડ ફેલાવ્યુ હશે, હજુ ખરીદ-વેચાણની વાત પુર્ણ પણ નહી થઈ હોય અને કાપડ લપેટયુ પણ નહી હોય કે કયામત આવી પડશે. એવી જ રીતે એક માણસ પોતાના જાનવરનુ દુધ લઈ જઈ રહ્યો હશે હજુ સુધી

તે તેને પી પણ નહી શક્યો હોય કે કયામત આવી પડશે. એવી જ રીતે એક માણસ પોતાના હોઝને લીપી રહ્યો હશે હજુ સુધી તે માણસે પોતાના આ હોઝમાંથી પોતાના જાનવરોને પાણી પણ નહી પીવડાવ્યું હોય કે કયામત આવી પડશે. એવી જ રીતે એક માણસે ખાવા માટે પોતાના હાથમાં લુકમો ઉઠાવ્યો હશે તે પોતાના મોઢામાં મુકી પણ નહી શકયો હોય કે કયામત આવી જશે. (અર્થાત : સુર્યના પશ્ચિમ તરફથી નિકળવા પછી અચાનક કોઈપણ સમયે કયામત આવી જશે.)(બુખારી:ભાગ-૮,પેજ નં. ૧૦૬, હદીષ નં.૬૫૦૬)

હઝરત અબુઝર ગિફારી રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે શું તમે લોકો જાણો છો? સુર્ય કયાં જાય છે? (અર્થાત: સુર્ય આથમ્યા પછી કયાં જાય છે?) સહાબા રદિયલ્લાહુ અન્હુમે કહ્યું કે અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વધુ જાણે છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું આ સુર્ય ચાલે છે અહિંયા સુધી કે તે અર્શની નીચે પોતાના ઠેકાણે પહોંચી જાય છે પછી તે સજદામાં પડી જાય છે. અને બરાબર સજદામાં રહે છે અહિંયા સુધી કે તેને કહેવામાં આવે છે કે ઉઠ અને જ્યાંથી નિકર્યો હતો ત્યાં ફરી ચાલ્યો જા તો સુર્ય ચાલ્યો જાય છે અને રાબેતા મુજબ પુર્વથી નિકળે છે. પછી (આથમ્યા પછી) પાછો ચાલે છે અહિંયા સુધી કે અર્શની નીચે પોતાના ઠેકાણે પહોંચી સજદામાં પડી જાય છે અને સજદામાં પડી રહે છે. પછી તેનાથી કહેવામાં આવે છે. ઉઠ અને જ્યાંથી નિકળ્યો હતો ત્યાં ફરી આલ્યો જા તે ચાલ્યો જાય છે અને રાબેતા મુજબ પુર્વથી નિકળે છે. પરંતુ એક દિવસ તે ચાલશે લોકો તેમાં કોઇ નવી વાત નહી જુએ અહિંયા સુધી કે તે અર્શની નીચે પોતાના ઠેકાણે પહોંચી સજદામાં પડી જશે. પછી તેનાથી કહેવામાં

આવશે કે ઉઠ અને આજે પશ્ચિમમાંથી નિકળ, તે દિવસે સુર્ય પાછો ફરી પશ્ચિમમાંથી નિકળશે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું તમો જાણો છો? આ કયારે થશે? આ તે સમયે થશે જ્યારે તેના નિકળ્યા પછી કોઈનુ ઈમાન લાવવુ તથા કોઈનું નેક કાર્ય કબુલ કરવામાં નહી આવે. (મુસ્લિમ: ભાગ-૧, પેજ નં.૧૩૮, હદીષ નં. ૧૫૯)

નોંધ:- હઝરત અબ્દુલ્લાહ બિન અમર (રદિયલ્લાહુ અન્હુ)ના એક કથનમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે હઝરત ઈસા અલયહિસ્સલામના ઉતરવા અને દજ્જાલના ખત્મ થયા પછી ત્યાર સુધી કયામત નહી આવે જ્યાર સુધી કે આરબો ૧૨૦ વર્ષ સુધી તે મુર્તિઓની પુજા ન કરી લે જેમની પુજા તેમના પુર્વજો કરતા હતા. (અલામાતે કયામત ઔર નુઝૂલે મસીહ- અલ ઈશાઅહ)

અને ફત્હુલબારીમાં તો હઝરત અમ્ર બિન આસ રદિયલ્લાહુ અન્હુના કથનમાં આ વાતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે સુર્યના પશ્ચિમથી નિકળવા પછી લોકો ૧૨૦ વર્ષ સુધી દુનિયામાં રહેશે અને પછી કયામત આવશે. (અલામાતે કયામત ઔર નુઝૂલે મસીહ)

સુર્ય પશ્ચિમથી નિકળી ધીમે ધીમે એટલો ઉપર આવી જશે જેટલો ભર બપોરે હોય છે. પછી અલ્લાહ તઆલાના આદેશથી ફરી પશ્ચિમમાં રાબેતા મુજબ ડુબી જશે અને બીજા દિવસથી રાબેતા મુજબ પૂર્વ થી નિકળતો રહેશે. (કયામત કી નિશાનીયાં ઔર અસ્રે હાઝિર : પેજ નં.-૨૧૭)

## ★ ધુમાડો :

કયામતની નિશાનીઓ અલગ-અલગ પ્રકારની છે. અમુક નિશાનીઓનો સંબંધ જમીન થી છે. જેવી રીતે જમીન ધસી જવી, દુકાળ પડવો વિગેરે, અમુક એવી નિશાનીઓ છે જેનો સંબંધ લોકોથી

છે. જેવી રીતે સ્ત્રીઓનુ વધી જવુ અને પુરૂષોનુ ઘટી જવુ. જ્યારે અમુક નિશાનીઓનો સંબંધ માનવોની કુટેવોથી છે. જેવી રીતે ઝિનાના બનાવો વધી જવા. અને અમુક નિશાનીઓનો સંબંધ આકાશથી છે. તેમાંથી એક નિશાની ધુમાડાનું આકાશ અને જમીન વચ્ચે છવાઈ જવુ પણ છે.

ધુમાડા વિશે કુર્આનમાં પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ''તો તમો એ દિવસની રાહ જુઓ જ્યારે આકાશ સાફ ધુમાડો લઈને આવશે.'' એવી જ રીતે અહાદીષમાં પણ ધુમાડા વિશે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એક હદીષ તો તે જ છે જેનો ઉલ્લેખ 'જમીન ધસી જવાના ત્રણ બનાવો' ના પ્રકરણમાં કરવામાં આવ્યો છે. તે હદીષમાં  પહેલી નિશાની સ્વરૂપે ધુમાડાનું વર્ણન કરવામાં આવ્યુ છે.

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ રદિયલ્લાહુ અન્હુ કહેતા હતા કે ધુમાડો જે કયામત પુર્વે જાહેર થશે તેનાથી જમીન અને આકાશ વચ્ચેની જગ્યા ભરાઇ જશે. મુસલમાનોને તેની અસર ફક્ત એટલીજ થશે કે તેઓને શર્દી થઇ જશે. જ્યારે કાફિરોના કાનોમાં તે ઘુસી તેઓના કાન ફાડી નાંખશે. (અત્તઝકિરહ)

અમુક જગ્યાએ લખવામાં આવ્યું છે કે તેનાથી કાફિરો બેભાન થઇ જશે.

આ ધુમાડો છોડવાથી અલ્લાહનો શુ હેતુ હશે તેની જાણકારી ફક્ત અલ્લાહની પાસે જ છે.

## ★ જમીનનું જાનવર

છેલ્લા સમયમાં જ્યારે ફસાદ ફેલાઇ જશે અને લોકોમાં બુરાઈઓનું પ્રમાણ વધી જશે અને સારા અને ખરાબ લોકો એક

બીજાથી હળીમળી જશે અને સારા અને ખરાબ માણસોની ઓળખ કરવી મુશ્કેલ થઈ જશે. આવી પરિસ્થિતિમાં અલ્લાહ તઆલા એક જાનવરને જમીનમાંથી કાઢશે. તે લોકોની સાથે વાતો કરશે.કુર્આનમાં આ જાનવરનું વર્ણન કરવામાં આવ્યું છે. ''અને જ્યારે તેઓની ઉપર કયામત નજીક હોવાની વાત પુર્ણ થઈ જશે તો અમો તેઓની માટે જમીનથી એક જાનવર કાઢીશું તે લોકોથી વાતો કરશે કે લોકો અમારી આયતો પર ઈમાન નથી રાખતા.'' (સૂરએ નમ્લ)

આ જાનવરના નિકળવાના સ્થાન વિશે ઉલમાના મંતવ્યો જુદા જુદા છે. અમૂક ઉલમાના મત મુજબ તે સફા નામી પર્વતમાંથી નિકળશે. અમૂક ઉલમા કહે છે કે તે કાબામાંથી નિકળશે. અમૂક ઉલમાના મત મુજબ તે કોઈ જંગલમાંથી નિકળશે. આ જાનવર લોકોને કહેશે કે લોકો અલ્લાહ તઆલાની આયતો પર ઈમાન નથી રાખતા.

હઝરત અબુ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે તે જાનવર જાહેર થશે અને તેની સાથે હઝરત સુલૈમાન અલયહિસ્સલામની વીંટી હશે અને હઝરત મુસા અલયહિસ્સલામની લાકડી (અસો) હશે. પછી તે મુસલમાનના ચહેરાને લાકડી વડે ચમકાવી આપશે અને કાફિરની નાક પર વીંટીથી મુહર કરી આપશે. અહિંયા સુધી કે લોકો ખાવા માટે ભેગા થશે તો તેમાંથી મુસલમાન કોણ છે અને કાફિર કોણ છે તેની ઓળખ થઈ જશે. અને લોકો કહેશે એ મુસલમાન! અને એ કાફિર! (તફસીરે તબરી:ભાગ-૨૧, પેજ નં.૧૩૭, મુસ્નદે અહમદ:ભાગ-૧૩, પેજ નં. ૩૨૧, હદીષ નં.૭૯૩૭)

હઝરત હુઝેફા બિન અસીદ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી તે જાનવર બાબત કોઈએ પુછ્યુ તો આપે ફરમાવ્યું કે ત્રણ સમયમાં ત્રણ વખત નિકળશે.

પહેલા વસ્તીના છેડા પર નિકળશે. પછી એક મુદત સુધી છુપાયેલુ રહેશે. પછી બીજી વખત તે કોઈ શહેરમાં નિકળશે. તે સમયે બાદશાહોમાં ખુનામારકી થશે. પછી ફરી તે એક મુદત સુધી છુપાયેલુ રહેશે. પછી લોકો અલ્લાહની નજીક સૌથી ઈઝ્ઝતવાળી મસ્જિદ અને સૌથી મોટી અને સૌથી વધારે ફઝીલતવાળી મસ્જિદની પાસે હશે. (એટલે કે મસ્જિદે હરામ) કે અચાનક જમીન તેઓને ઉઠાવી લેશે. (અર્થાત : જાનવર જમીનમાંથી નિકળશે.) લોકો નાસી છુટશે. સિવાય મુસલમાનોની એક ટુકડી જેઓને યકીન હશે કે અલ્લાહથી નાસી, કયાંય જઈ શકતા નથી. પછી તે જાનવર તેઓથી જ શરૂઆત કરશે અને તેઓના ચહેરાને ચમકાવી આપશે. જેમ કે ચમકતો તારો! પછી તે જમીનમાં ચક્કર લગાવશે કે કોઈ પકડવાવાળો તેને પકડી નહી શકે. અને કોઈ નાસી જનાર તેનાથી બચી નહી શકે. અને તે એક એવા માણસ પાસે આવશે જે નમાઝ પઢી રહ્યો હશે. તો તે જાનવર કહેશે ખુદાની કસમ તુ નમાઝ પઢવાવાળો નથી. (અર્થાત: તે માણસ આ જાનવરથી બચવા માટે નમાઝ પઢવા લાગશે.) તે માણસ તેની સામે જોશે તો જાનવર તેના ચહેરા પર ડાઘ લગાવી દેશે. આ રીતે તે જાનવર મુસલમાનોના ચહેરા ચમકાવી આપશે અને કાફિરોના ચહેરા પર ડાઘ લગાવી દેશે. (તફસીરે તબરી: ભાગ-૨૧, પેજ-૧૩૪)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે તે જાનવર કાફિરના ચહેરા ઉપર કાળુ નિશાન લગાવી દેશે. તે નિશાન તેના ચહેરામાં ફેલાઈ જશે. અને આખો ચહેરો કાળો થઈ જશે. અને મુસલમાનના ચહેરામાં સફેદ નિશાન લગાવી દેશે જેનાથી તેનો આખો ચહેરો સફેદ થઈ જશે. પછી એક ઘરવાળા સાથે ખાવા બેસશે તો તેમાંથી મોમિન કોણ અને કાફિર કોણ તેને ઓળખી

લેવામાં આવશે અને તેઓ બજારમાં એક બીજાની સાથે ખરીદ-વેચાણ કરશે ત્યાં પણ ઓળખી લેવામાં આવશે કે મોમિન કોણ અને કાફિર કોણ? (તફસીરે તબરી:ભાગ-૨૧, પેજ-૧૩૮)

## ★ યમનની ઠંડી હવાઃ

એક સમય સુધી લોકો આજ પરિસ્થિતિમાં રહેશે જ્યારે અલ્લાહ તઆલા કયામત કાયમ કરવા ઈચ્છશે તો એક સાફ અને ઠંડી હવા છોડવામાં આવશે જે હવા મુસલમાનોની રૂહ કબ્ઝ કરી લેશે અને દુનિયામાં ફક્ત ખરાબ લોકો બાકી રહેશે જેઓની ઉપર કયામત કાયમ કરવામાં આવશે.

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર રદિયલ્લાહુ અન્હુથી મરવી એક લાંબી હદીષમાં છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે અલ્લાહ તઆલા સિરિયા તરફથી એક ઠંડી હવા મોકલશે જે હવા તેવા દરેક માણસની રૂહ કબ્જ કરી લેશે જેના દિલમાં એક રજકણ બરાબર પણ ઈમાન અથવા ભલાઈ હશે. જો તમારામાંથી કોઈ માણસ પર્વતની ગુફામાં પણ ચાલ્યો જશે તો તે હવા ત્યા જઈને પણ તેની રૂહ કબ્ઝ કરી લેશે. આ બનાવ પછી પૃથ્વી ઉપર ફક્ત એવા માણસો બાકી રહી જશે જે ખરાબ કાર્યો કરવામાં પક્ષીઓની જેમ સ્ફુર્તીવાળા હશે તેઓ કોઈ નેકીના કામને નેકીનુ કામ નહી સમજે અને કોઈ ખરાબ કાર્યને ખરાબ નહી સમજે. (અર્થાત: કોઈ નેકીનુ કામ નહી કરે અને કોઈ ખરાબ કામ કરવાથી રોકાશે નહી.) તેઓની પાસે શૈતાન માનવીના રૂપમાં આવશે અને કહેશે, શું તમો મારી વાત માનશો? લોકો કહેશે તુ શું કહે છે? શૈતાન તેઓને મુર્તીપુજાનુ આમંત્રણ આપશે. આ લોકો શૈતાની વાત માની મૂર્તીપુજા શરૂ કરી દેશે. તેઓ પાસે ધન ખુબ હશે અને જીવનની મજા બરાબર માની રહ્યા હશે, પછી સૂર ફુંકવામાં

આવશે જે માણસ સુધી તેની આવાજ પોહંચશે તે માણસ પોતાની ગરદન એક તરફ નમાવી દેશ અને બીજી તરફથી પોતાની ગરદન ઉઠાવી દેશે. સૌથી પહેલા જે માણસ સુધી આ આવાજ પહોંચશે તે પોતાના ઉંટો માટે હોઝને લીપી રહ્યો હશે તે આ આવાજ સાંભળતાની સાથે જ બેભાન થઈ જશે. પછી બીજા લોકો પણ બેભાન થઈ જશે. (મુસ્લિમ:ભાગ-૪, પેજ નં. ૨૨૫૮, હદીષ નં.૨૯૪૦)

આ હવાના કારણે ઈમાનવાળા લોકો તો ખત્મ થઈ જશે અને પૃથ્વી ઉપર ફક્ત ખરાબ લોકો જ બાકી રહી જશે. આ લોકો ગધેડાઓની જેમ રસ્તાઓ ઉપર ખુલ્લેઆમ ઝિના કરશે. (મુસ્લિમ ભાગ-૪, પેજ નં. ૨૨૫૦, હદીષ નં. ૨૯૩૭)

## ★ જમીનમાં ધસી જવાના ત્રણ બનાવોઃ

કયામતની નિશાનીઓમાંથી ત્રણ જગ્યાએ જમીન ધસી જવાના બનાવો છે. જેના વિશે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે લોકોને ખબર આપી છે. આ બનાવો ઘણાજ ભયાનક હશે. લોકો આ બનાવોથી ઘણાજ ગભરાઈ જશે. જમીન ધસી જવાનો અર્થ એ છે કે પૃથ્વી ફાટી તેની ઉપરની બધી વસ્તુઓ અંદર ચાલી જશે. ભૂતકાળમાં જમીન ધસી જવાના ઘણા બનાવો બની ચુકયા છે. જે ખુબજ ભયાનક હતા. પરંતુ જે બનાવોની ખબર અહાદીષમાં આપવામાં આવી છે. તેની વિશેષતાઓ કંઈક જુદી જ હશે. આ બનાવોની ખબર આખા જગતમાં ફેલાઈ જશે. આ ત્રણેય ઘટનાઓ છેલ્લા સમયમાં એટલે હઝરત ઈસા અલયહિસ્સલામના સમય પછી ઘટશે.

હઝરત હુઝૈફા બિન યમાન રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અમારી પાસે એક વખત તશરીફ લાવ્યા તે સમયે અમો કયામત વિશે ચર્ચા કરી રહ્યા હતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે તમો કયા વિષય ઉપર ચર્ચા કરી રહ્યા છો? અમો એ જવાબ આપ્યો કે કયામત વિશે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે નિ:શંક કયામત ત્યાર સુધી નહી આવે જયાં સુધી દસ નિશાનીઓ પુરી નહી થઇ જાય. (૧) ધુમાડો (૨) દજ્જાલનુ નિકળવુ. (૩) જાનવરનુ નિકળવુ. (૪) સુર્યનુ પશ્ચિમથી નિકળવુ. (૫) હઝરત ઈસા અલયહિસ્સલામનું ઉતરવુ.(૬) યાજૂજ માજૂજનુ નિકળવુ. (૭) પુર્વમાં જમીનનુ ધસી જવુ. (૮) પશ્ચિમમાં જમીનનુ ધસી જવુ. (૯) આરબમાં જમીનનુ ધસી જવુ. (૧૦) એક આગનુ નિકળવુ જે લોકોને મેદાને મહશર તરફ હાંકીને લઈ જશે.(મુસ્લિમ: ભાગ-૪, પેજ નં. ૨૨૨૫, હદીષ નં. ૨૩૦૧)

હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એક વખત તેમને કહ્યું એ અનસ! લોકો અલગ-અલગ શહેરોમાં વસવાટ કરશે. તેમાંથી એક શહેરનું નામ બુસરા અથવા બુસૈરા હશે. જ્યારે તમો ત્યાંથી પસાર થાવ અથવા એ શહેરમાં પ્રવેશો તો ત્યાંની ક્ષારમય (ખારી) જમીનમાં પ્રવેશવાથી, ત્યાંની ખેતીવાડી થી અને તેના બજારો તથા માલદારોના ઘરોના દરવાજાથી પોતાને બચાવજો. તમો તેના આસપાસના વિસ્તારોમાં રહેજો. કેમ કે આ શહેરવાળાઓને ધસાઇ દેવામાં આવશે. અને તેમની ઉપર પથ્થરોની વર્ષા થશે અને ત્યાં ભુકંપ આવશે. અમુક લોકોને વાનરો અને સુવ્વરો બનાવી દેવામાં આવશે. (અબુ દાઉદ: ભાગ-૪, પેજ નં-૧૧૩, હદીષ નં. ૪૩૦૭)

છેલ્લા સમયમાં જમીન ધસી જવાના બનાવોની માહિતી વિશે અહાદીષમાં ફકત એટલુ વર્ણન કરવામાં આવ્યું છે કે તે પુર્વ, પશ્ચિમ અને આરબમાં થશે. પરંતુ તે કયા દેશમાં, કયા સ્થળે બનશે તેની

કોઈ માહિતી આપવામાં આવી નથી. ફકત બુસરા વિશેની હદીષથી જાણ થાય છે કે એક બનાવ બુસરામાં થશે.

## ★ યમનની આગ :

કયામતની સૌથી છેલ્લી નિશાની એ હશે કે યમનથી આગ નિકળશે જે લોકોને મેદાને મહશર(સિરિયા) તરફ લઈ જશે. અને ત્યાં લોકોને ભેગા કરી દેશે.

હઝરત હુઝૈફા બિન અસીદ(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે એક વખત નબીએ અકરમ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) અમારી પાસે તશરીફ લાવ્યા અમો લોકો કયામત વિશે ચર્ચા કરી રહ્યા હતા. આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે તમો કયા વિષય પર ચર્ચા કરી રહ્યા છો? અમોએ કહ્યું કે કયામત વિશે. આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે નિ:શક કયામત ત્યાર સુધી નહી આવે જ્યાર સુધી કે તમો દસ નિશાનીઓ ન જોઈ લો. પછી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ એ નિશાનીઓનો ઉલ્લેખ કર્યો, એમા સૌથી છેલ્લી નિશાની રૂપે ફરમાવ્યું કે યમનની આગ જે લોકોને મેદાને મેહશર તરફ લઈ જશે. (મુસ્લિમ: ભાગ-૪, પેજ-૨૨૨૫, હદીષ નં.-૨૯૦૨)

હઝરત અબુ હુરૈરા(રદિયલ્લાહુ અન્હુ) થી રિવાયત છે કે રસુલુલ્લાહ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું કે લોકો મેદાને મેહશરમાં ત્રણ રીતે ભેગા થશે. અમુક લોકો પોતાની ખુશી થી ત્યા પહોંચી જશે. અમુક લોકો ભયના માર્યા ત્યાં પહોંચી જશે. (અર્થાત અલ્લાહ તઆલા લોકોના દિલોમાં આ વાત નાંખશે કે તેઓ સિરિયા તરફ કુચ કરી જાય). સિરિયા સુધી પહોંચવા માટે તેઓ એક ઉંટ પર બે-બે, ત્રણ-ત્રણ, ચાર-ચાર અથવા દસ-દસ માણસો સવાર થશે. (અર્થાત વારા ફરતી સવારી કરશે) અને બાકી લોકોને આગ

ત્યા પહોંચાડી દેશે. આગ તેઓની પાછળ પાછળ હશે જયા તેઓ બપોરે આરામ કરશે તો આગ પણ રોકાઈ જશે અને જયા તેઓ રાત્રે આરામ કરશે તો આગ પણ રોકાઈ જશે, જયાં તેઓ સવાર કરશે આગ પણ ત્યાં સવાર કરશે અને જયાં તેઓ સાંજ કરશે આગ પણ ત્યા સાંજ કરશે. (બુખારી : ભાગ-૮, પેજ-૧૦૭, હદીષ નં.-૬૫૨૨)

આ હદીષનો મતલબ એ છે કે આ આગ લોકોને સળગાવવાના હેતુથી કાઢવામાં નહી આવે બલ્કે લોકોને મેદાને મેહશર (સિરિયા જયા મેદાને મેહશર કાયમ કરવામાં આવશે) તરફ ચલાવવા માટે કાઢવામાં આવશે, જયારે લોકો ચાલતા ચાલતા થાકી જશે અને આરામ કરવા માટે રોકાશે તો તે આગ પણ રોકાઈ જશે, જયારે તેઓનો આરામ કરવાનો સમય પૂરો થઈ જશે તો આગ ફરી તેઓની પાછળ આવી જશે, જેથી લોકો ચાલતા થઈ જશે અને સિરિયા સુધી પહોંચી જશે. ત્યાં પહોંચી ફરી લોકો પોત પોતાના કામ કાજમાં લાગી જશે. તેઓ પોત પોતાના કામોમાં તલ્લીન હશે જ કે અચાનક સૂર ફુંકી દેવામાં આવશે.

## ★ સૂર અને તેની અવાજ :

મિશ્કાત શરીફની રિવાયત મુજબ સૂર એક શિંગડાની માફક છે. પરંતુ તે કેવું છે અને કેટલુ મોટુ છે તેનુ જ્ઞાન ફકત અલ્લાહ તઆલા પાસે જ છે. જયારે હઝરત ઈસ્રાફીલ(અલયહિસ્સલામ) સૂર ફુંકશે તો તેની અવાજ બધી જ જગ્યાએ સરખી સંભળાશે, કયાંક વધારે અને કયાંક ઓછી એવી રીતે નહી સંભળાય. શરૂઆતમાં આ અવાજ ધીમી હશે અને ધીમે ધીમે તેની તિવ્રતા વધતી જશે. આ આવાજ થી બધા લોકોમાં ભય ફેલાઈ જશે અને લોકો આમ તેમ નાસવા લાગશે. આ આવાજથી

કાનોના પડદા ફાટી જશે. માનવીઓ અને બીજા બધા જાનવરો મૃત્યુ પામશે અને જે લોકો આનાથી પહેલા મૃત્યુ પામ્યા હશે તેઓની રૂહ બેભાન થઈ જશે. પર્વતો પણ આ આવાજને સહન નહી કરી શકે અને ફાટવા લાગશે. ટુકડા-ટુકડા થઈ પીંજેલા રૂ ની માફક ઉડવા લાગશે. તારાઓ તુટી પડશે અને તેઓનો પ્રકાશ ખત્મ કરી દેવામાં આવશે, એવી જ રીતે ચંદ્ર અને સુર્યનો પ્રકાશ પણ ખત્મ કરી દેવામાં આવશે. પછી આ આવાજ એટલી સખ્ત થઈ જશે કે આસ્માન પણ તેને સહન નહી કરી શકે અને તેનો રંગ બદલાઇ એવો લાલ થઈ જશે જેવી રીતે કે ઓગળેલુ તાંબુ હોય છે. પછી આ આવાજ એટલો તિવ્ર થઈ જશે કે ફરિશ્તાઓ પણ સહન નહી કરી શકે અને તેઓ પણ બેભાન થઈ મૃત્યુ પામશે, અહીંયા સુધી કે મોટા-મોટા ફરિશ્તાઓ હઝરત જિબ્રઈલ (અલૈહિસ્સલામ), હઝરત મીકાઈલ(અલૈહિસ્સલામ), હઝરત ઈઝરાઈલ (અલૈહિસ્સલામ) અને સૂર ફુંકનાર હઝરત ઈસ્રાફીલ (અલૈહિસ્સલામ) પણ બેભાન થઈ મૃત્યુ પામશે. આ રીતે દુનિયાની સર્વ મખ્લૂક મોતના મોઢામાં ધકેલાઈ જશે અને સૃષ્ટિના સર્જનહાર અલ્લાહ તઆલાના સિવાય કોઈ બાકી નહી રહે. આ રીતે મખ્લૂક મૌતની અવસ્થામાં ચાલીસ વર્ષો સુધી પડી રહેશે, પછી અલ્લાહ તઆલા હઝરત ઈસ્રાફીલ(અલૈહિસ્સલામ)ને ફરી જીવીત કરશે અને તેઓ બીજી વખત સૂર ફુંકશે તો સૂરના અવાજથી બધાજ લોકો ફરી જીવીત થઈ જશે અને મૈદાને મેહશરમાં ભેગા થઈ જશે. પછી હિસાબ-કિતાબ શરૂ કરવામાં આવશે. અને સારા મુસલમાનોને સ્વર્ગમાં મોકલી દેવામાં આવશે અને ખરાબ મુસલમાનોને ટુંક સમય માટે પોતાની સજા ભોગવવા માટે નર્કમાં મોકલી દેવામાં આવશે. પછી તેઓને પણ સ્વર્ગમાં મોકલી દેવામાં આવશે અને ગેર મુસ્લિમોને હમેંશા માટે નર્કમાં મોકલી દેવામાં આવશે. અલ્લાહ તઆલા આપને સૌ ને સ્વર્ગ નસીબ કરે.....

આમીન....

## ★ એક અગત્યનો પ્રશ્ન :

ઘણા મુસલમાનો ના દિલોમાં આ પ્રશ્ન ઉદ્‌ભવે છે કે શું હઝરત ઈમામ મહદી(રદિ.)ના જમાના માં આજના યુગની આધુનિક સામગ્રી (જેવી રીતે વિમાન, રાઈફલ, પિસ્તોલ, વિજળી વગેરે)નો નાશ થઈ જશે અને જમાનો પ્રાચીનકાળ તરફ પલટી જશે જેમકે પુસ્તકમાં અલગ અલગ જગ્યાએ વાતો વર્ણવવામાં આવી છે.

(૧) હઝરત ઈમામ મહદી(રદિ) ઈસ્તંબુલ પર વિજય પ્રાપ્ત કરી દજ્જાલ વિશે માહિતી મેળવવા નવ(૯) ઘોડે સવારોને મોકલશે. આ વાતથી અંદાજો થાય છે કે તે યુગમાં વિમાનો નહી હોય!!!

(૨) હઝરત ઈસા(અલૈ) દજ્જાલને ભાલા વડે કતલ કરશે, આ વાતથી અંદાજો થાય છે કે તે યુગમાં સ્ટેનગન , રાયફલ, પિસ્તોલ વગેરે નહી હોય!!!

(૩) યુધ્ધો આમને-સામને લડવામાં આવશે અને જયારે રાત પડશે તો યુધ્ધ બંધ કરી દેવામાં આવશે, આ વાતથી અંદાજો થાય છે કે વિજળી ની વ્યવસ્થા નહી હોય!!!

(૪) યાજૂજ-માજૂજ જયારે નિકળશે તો તેઓ પાસે પણ આધુનિક હથિયારો નહી હોય બલ્કે તીર કામઠાઓ લઈ દુનિયામાં ધમાલ મચાવશે.

આ પ્રશ્નનો ઉત્તર નીચે મુજબ છે

પૃથ્વી ઉપર અત્યાર સુધી માનવોનું કલ્ચર (સંસ્કૃતિ) બદલાતી રહી છે આજે એક જગ્યાએથી બીજી જગ્યાએ પહોંચવાના જે આધુનિક માધ્યમો છે અને યુધ્ધ લડવાના જે સાધનો છે આજ થી બે સદીઓ પહેલા આ સાધનોની કોઈ માણસ વાત કરતો તો લોકો તેને પાગલ કહેતા. પરંતુ આજે આ બધુ જોઈને કોઈને આશ્ચર્ય થતુ

નથી. હવે અલ્લાહ તઆલા જ વધુ જાણે છે કે આ વૈજ્ઞાનિક પ્રગતિ આ જ પ્રમાણે થતી રહેશે કે વૈજ્ઞાનિક પ્રગતિ આપઘાત કરી માનવીઓના કલ્ચરને બળદ-ગાડા અને તીર કામઠા તરફ પરત લઈ જશે. અને આ વાત કોઈ અશક્ય નથી, વૈજ્ઞાનિકોને આ વાતનો ભય હમેંશા સતાવે છે, જો આ બધી વસ્તુઓ નાશ પામે તો પછી અહાદીષ પર કોઈ સવાલ ઉત્પન્ન થતો નથી.

(૨) અમુક ઉલમા આ બધી વાતોનું નવી રીતે વિવરણ કરે છે જેવી રીતે દજ્જાલની સવારી સફેદ ગધેડાથી તેઓ સફેદ વિમાન અને તેના બંને કાન વચ્ચેના ચાલીસ હાથના અંતરથી વિમાનની બંને પાંખો વચ્ચેનું અંતર માને છે, એવી જ રીતે હઝરત ઈમામ મહદી(રદિયલ્લાહુ અન્હુ)ના ઈસ્તંબુલથી નવ ઘોડેસવારો મોકલવાની વાત થી આધુનિક સવારીઓ માને છે. અને હઝરત ઈસા(અલૈહિસ્સલામ)ના દજ્જાલને ભાલા વડે કતલ કરવામાં કોઈ સવાલ ઉત્પન્ન થતો નથી કારણ કે આજે પણ કતલ કરવા માટે ભાલા વગેરેનો ઉપયોગ કરવામાં આવે છે.

(૩) અત્યારે દુનિયાની આ વૈજ્ઞાનિક પ્રગતિનો બધો જ નિર્ભળ પેટ્રોલ-ડીઝલ અને વિજળી પુરવઠા પર છે. આ ત્રણેય વસ્તુઓ ખતમ થઈ જાય તો દુનિયા ફરી પ્રાચીનકાળ તરફ ધકેલાઈ જાય અને આવુ બનવું મુશ્કેલ છે પણ અશક્ય નથી.

આ બધા ઉત્તરો અંદાજાથી રજૂ કરવામાં આવ્યા છે, બાકી વાસ્તવિકતાનું જ્ઞાન તો ફકત અને ફકત અલ્લાહ તઆલા પાસે જ છે.

# આધારસ્તંભ પુસ્તકો

(૧) કુર્આન મજીદ
(૨) બુખારી શરીફ (અરબી) લે. મુહમ્મદ બિન ઈસ્માઈલ બુખારી રહ. (મૃત્યુ : ૨૫૬)
(૩) મુસ્લિમ શરીફ (અરબી) લે. મુસ્લિમ બિન અલહજ્જાજ નેશાપુરી રહ.(મૃત્યુ:૨૬૧)
(૪) તિરમિઝી શરીફ (અરબી) લે. મુહમ્મદ બિન ઈસા તિરમિઝી રહ. (મૃત્યુ:૨૭૯)
(૫) અબુ દાઉદ શરીફ (અરબી) લે. અબુદાવૂદ સુલેમાન બિન અશ્અષ રહ.(મૃત્યુ:૨૭૫)
(૬) નસઈ શરીફ (અરબી)લે. અહમદ બિન શોએબ નસઈ રહ.(મૃત્યુ:૩૦૩)
(૭) ઈબ્ને માજહ શરીફ (અરબી) લે. મુહમ્મદ બિન યઝીદ ઈબ્ને માજહ રહ.(મૃત્યુ:૨૭૩)
(૮) અલામાતે કયામત ઔર નુઝૂલે મસીહ (ઉર્દૂ) મુફતી મુહમ્મદ શફીઅ ઉસ્માની રહ.
(૯) તોહફએ મહદી અલયહિસ્સલામ (ગુજરાતી) ફઝલભાઈ પટેલ
(૧૦) મસ્અલએ ઈમામ મહદી આખિરૂઝ્ઝમાં ઔર ઉસ્કી શરઈ હૈસિય્યત લે.મહફુઝુર્રહમાન ફૈઝી
(૧૧) મહદીએ મૌઉદ ઔર અકીદએ અહલે સુન્નત વલ જમાઅત (અનુવાદ:ઉર્દૂ)મૌલાના અબૂ રશીદ શકીલ અહમદ
(૧૨) નુઝૂલે ઈસા ઔર ઝુહુરે માહદી અલયહિમસ્સલામ (ઉર્દૂ) લે. મૌલાના ઈદરીસ સા. કાંધલવી રહ.(મૃત્યુ:૧૯૭૪ ઈ.)
(૧૩) ઈમામ મહદી શખસિય્યત ઔર હકીકત (ઉર્દૂ) મુફતી અસ્અદ સંભલી
(૧૪) ભલે પધારો ઈમામ મહદી રદિ.(ગુજરાતી) ફઝલભાઈ પટેલ
(૧૫) હકીકતો બોલે છે. (ગુજરાતી) ફઝલભાઈ પટેલ
(૧૬) મુસ્તદરક હાકિમ (અરબી) લે. મુહમ્મદ બિન અબ્દુલ્લાહ નેશાપુરી રહ.(મૃત્યુ:૪૦૫ હી.)
(૧૭) અલ્ મોઅ્જમુલ અવ્સત (અરબી) સુલેમાન બિન અહમદ તબરાની

